ગુજરાતી પ્રકાશન ૨૨ મું   ૨૪૮૩૪



ગાંધીજી અને જિન્ના સાહેબની દિલ્હી મુલાકાત દરમિયાન જે સવાલ ખૂબ આગળ તરી આવ્યો છે તે પાકિસ્તાનનો સવાલ છે. લીગે ૧૯૪૦ માં લાહોર ખાતે પાકિસ્તાનનો ઠરાવ કરીને અને ગાંધીજીએ રાજાજીની એકતા–યોજનાને અપનાવી લઈને સ્વનિર્ણયના અધિકારને માન્ય કર્યો છે. બંને વચ્ચે અપૂર્વ એવા એકતાનો પાયો નખાયો છે. આમ છતાં હજી બંને ભેગા થઈ એકતાની ઇમારત ખડી કરવામાં સફળ થયા નથી. બંને વચ્ચે હજી બે નિરાળાં દ્રષ્ટિબિંદુઓની ખાઈ પડેલી છે.

# પાકિસ્તાન અને આઝાદી

[આ ઠરાવ હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ તા. ૧૯ સપ્ટેમ્બર ૧૯૪૨ને રોજ મળેલ તેના વિસ્તારિત અધિવેશનમાં પસાર કર્યો હતો અને ૧૯૪૩ના મે માસમાં પાર્ટીની પ્રથમ કોંગ્રેસે તેને માન્ય કર્યો હતો.]

આજની રાષ્ટ્રીય કટોકટીનો ઉકેલ કરવા માટે કોમી બિરાદરી અને કોંગ્રેસ-લીગનો સંયુક્ત મોરચો અત્યંત આવશ્યક છે. ફાસિવાદી આક્રમણકારોથી આપણા દેશની રક્ષા કરવા તથા શાહીવાદી નોકરશાહીના હાથોમાંથી રાષ્ટ્રીય સરકાર જીતી લેવા માટે પણ કોમી એકતાની એટલી જ અગત્યની જરૂર છે. આથી જ તો, હિંદની એકતા અને પાકિસ્તાનના પ્રશ્ન ઉગ્ર રીતે મોખરે આવ્યા છે. કમ્યુનિસ્ટ પાર્ટી આ મહાન અને જટિલ સમસ્યા અંગેની તેની નીતિના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ રજૂ કરે છે—

૧. દરેક કોમ અને જાત અને પ્રજાઓના શ્રમજીવીઓને કમ્યુનિસ્ટ પાર્ટી તેમની વર્ગ સંસ્થાઓ જેવા કે ટ્રેડ યુનિયનો, કિસાન સભાઓ વગેરે દ્વારા સંગઠિત કરે છે અને આપણા દેશની આઝાદી જીતવા અને લોકશાહી સ્થાપવાના સંયુક્ત રાષ્ટ્રીય મોરચાના મશાલચી તરીકે તેમને રાજકીય ક્ષેત્રમાં એકત્ર કરે છે. કોમી એકતા હાસલ કરવાની નીતિનો આ પાયો છે.

૨. પરંતુ, આપણા દેશની આઝાદી અને રક્ષા માટે હિંદમાં વસતી બધી કોમો અને પ્રજાઓનો સંયુક્ત રાષ્ટ્રીય મોરચો રચવા માટે તેમની વચ્ચે જામેલા વહેમ અને અવિશ્વાસને ધોઈ નાખ્યા વિના છુટકો નથી. આ વહેમ અને અવિશ્વાસના મૂળમાં એક કોમનું બીજી કોમ ઉપરનું 'ઐતિહાસિક વર્ચસ્વ' છે. તથા વર્તમાનકાળમાં રજવાડી—શાહીવાદી શોષણના પરિણામે ઉભી થતી અસમાનતા છે. એથી જ તો, સંયુક્ત રાષ્ટ્રીય મોરચાના કાર્યક્રમમાં કોમો અને પ્રજાઓના મૂળભૂત હક્કોને ખાસ સ્થાન હોવું જ જોઇએ.

૩. સંયુક્ત રાષ્ટ્રીય મોરચાના કાર્યક્રમમાં એ વાત સાફ કરવી જોઇએ કે ભવિષ્યના આઝાદ હિંદમાં, હિંદમાં વસતી દરેક કોમ અને પ્રજા વચ્ચે સમાનતા રહેશે. કોઇ પણ એક પ્રજા બીજી પ્રજાનું શોષણ કરી શકશે નહિ. અને આ શક્ય થઇ શકે તે માટે રાષ્ટ્રીય એકતાના આંદોલને નીચેના અધિકારો સ્વીકારવા જોઇએ.—

(અ) હિંદી જનતાના જે જે સમુદાય એક અલગ વિભાગમાં એક સાથે રહેતો હશે, તથા જેમનો ઇતિહાસ, પ્રણાલિકા, ભાષા, સંસ્કૃતિ, માનસિક ઉછેર અને આર્થિક જીંદગી એક સરખાં હશે, તે દરેકને સ્વતંત્ર પ્રજા તરીકે સ્વીકારવામાં આવશે. હિંદી આઝાદી સંઘમાં તેમને સ્વતંત્ર રાજ્ય તરીકે રહેવાનો અધિકાર રહેશે, અને જો તેમની મરજી હોય તો તેઓ હિંદી સંઘમાંથી અલગ પણ પડી શકશે. આનો અર્થ એ કે ઉપર કહી તે પ્રકારની પ્રજાઓની એક સાથે રહી શકે તે પ્રકારની પુનર્રચના કરવામાં આવશે. વર્તમાન બ્રિટિશ પ્રાંતો અને કહેવાતા "હિંદી રાજ્યો"ની આજની કૃત્રિમ સીમાઓ દૂર કરી, આઝાદ હિંદમાં નવી રચના કરવામાં આવશે. આમ આવતી કાલનો આઝાદ ભારતવર્ષ પઠાણ, પશ્ચિમ પંજાબી (મુખ્યત્વે મુસ્લિમ), શીખ, સિંધી, હિંદુસ્તાની, રાજસ્થાની, ગુજરાતી, બંગાળી, આસામી, બિહારી, ઓરિયા, આંધ્ર, તામિલ, કર્ણાટકી, મહારાષ્ટ્રી, કેરલા વગેરે જુદી જુદી પ્રજાઓના સ્વાધિન રાજ્યોનું સમવાય—તંત્ર કે સંઘ હશે.

(બ) આ રીતે નવા રચાએલા રાજ્યોની અંદરની લઘુમતિઓના સંસ્કૃતિ, ભાષા, શિક્ષણ વગેરેના હક્કો કાયદા દ્વારા સંરક્ષવામાં આવશે, અને તેમનો ભંગ થતાં કાયદેસર કામ ચલાવવામાં આવશે

(ક) નાત, જાત કે કોમને કારણે અસ્તિત્વ ધરાવતા ગેરલાભો, ખાસ લાભો કે ભેદભાવને કાયદો ઘડી દૂર કરવામાં આવશે; અને એનો ભંગ થતાં કાયદેસર કામ ચલાવવામાં આવશે.

૪ ઉપર આપેલી વ્યાખ્યા અનુસારની પ્રજાઓને જેટલે અંશે સ્વતંત્ર રાજ્યનો અને અલગ પડવાનો અધિકાર અપાય છે. તેટલે અંશે તેમાં મુસ્લિમ ધર્મ ધરાવતી પ્રજાઓના એ અધિકારનો સ્વીકાર થાય છે. અને તેથી કરીને કોંગ્રેસ અને લીગ વચ્ચે એકતા રચવાની ભૂમિકા સર્જાય છે, કેમકે, આ સિધ્ધાન્ત અનુસાર જ્યાં જ્યાં મુસ્લિમોની એક સાથે વસવાટ કરતી મોટી બહુમતિ હશે ત્યાં તેમને સ્વાયત્ત રાજ્ય સ્થાપવાનો તથા મરજી પડે તો અલગ પડવાનો અધિકાર મળી શકશે. બંગાળના પૂર્વ અને ઉત્તર જીલ્લાઓના બંગાળી મુસ્લિમોની વાત લો. ત્યાં તેઓની મોટી બહુમતિ છે. ત્યાં તેઓ બંગાળના સંયુક્ત રાજ્યની અંદર પોતાનું સ્વાયત્ત રાજ્ય સ્થાપી શકે, અને ઈચ્છે તો જુદું સ્વતંત્ર રાજ્ય પણ સ્થાપી શકે. એથી જ તો, જો આવી જાહેરાત કરવામાં આવે તો તેમાં પાકિસ્તાનની માંગમાં સમાએલ ન્યાયી અર્ક સ્વીકારાઈ જાય છે. પરંતુ, ધર્મના ધોરણે હિંદમાં બે પ્રજાઓ છે માટે તેના ટુકડા કરો, તેવી અલગ વાડાની ભાવના સાથે એને કશો જ સંબંધ નથી.

૫. વળી, આ સ્વરૂપમાં જુદા પડવાના અધિકારનો સ્વીકાર થાય, એટલે પછી રાજ્યો જુદાં પડશે જ પડશે એવું કશું નથી. ઉલ્ટાનું, આથી તો,

પરસ્પરનો અવિશ્વાસ ધોવાતાં, વર્તમાનમાં જ સક્રિય કાર્ય માટે એકતા રચાય છે, અને ભાવિ હિંદમાં વધુ વિશાળ એકતા રચવા ભૂમિકા ઉભી થાય છે. એટલે કે, આવી જાહેરાતના પાયા પર રાષ્ટ્રીય એકતા રચાય, અને આપણી માભોમના રક્ષણ માટેના સંયુકત સંગ્રામ દરમિયાન તે વધુ ગાઢ સ્વરૂપ ધારણ કરે તો પરિણામે હિંદની પ્રત્યેક પ્રજાની જનતાને સમજાશે કે બધાયે ભેગાં જ ચીટકી રહેવાની અને ભાવિ હિંદી સંઘ કે સમવાયતંત્ર ઘડવાની પારાવાર અગત્ય છે. આ સંઘ કે સમવાયતંત્રમાં દરેક રાષ્ટ્રીય રાજ્ય સમાન અને સ્વેચ્છાપૂર્વકનું રાજ્ય હશે; જ્યારે એને અલગ પડવું હશે ત્યારે એ અલગ પણ થઇ શકશે. આમ થતાં તેઓ સમજશે કે તેમણે મેળવેલી આઝાદી અને લોકશાહીને સંરક્ષવાનો આ એક જ માર્ગ છે; તથા આ એકજ માર્ગે આપણા દેશના ઇતિહાસમાં અનન્ય એવી મહાન એકતા સર્જી શકાય તેમ છે.

આજે ઉપર ઉપરથી જોતાં તો એકતાના માર્ગમાં ન ઉકલી શકે તેવી વિટંબણાઓ અને ઘર્ષણો દેખાય છે. છતાંય ખરી રીતે તો કોંગ્રેસ અને લીગ બન્નેના અનુયાયીઓમાં ધીમે ધીમે એકતા માટે તીવ્ર ઇચ્છા સબળ થતી જાય છે. પ્રબળ બની રહેલા ફાસિવાદી આક્રમણના ભયને કારણે તથા રાષ્ટ્રીય કટોકટીને કારણે, બન્ને સંસ્થાઓની નેતાગીરી એક બીજાની નજીક સરકી છે, અને તે પણ આ ઠરાવમાં બતાવવામાં આવેલ દિશામાં જ. એકતાના પ્રશ્ન પર હતાશ થવાની તલમાત્ર પણ જરૂર નથી. કમ્યુનિસ્ટ પાર્ટી બધા દેશભકતોને અપીલ કરે છે કે આ સિધ્ધાંતોને લોકપ્રિય બનાવવા હાથ મિલાવો, અને કોંગ્રેસ—લીગ એકતાનો દિન નજીક આણો. કારણ, આપણી માતૃભૂમિની જિંદગીમાં સૌથી કટોકટીભરી આ ઘડીએ, એને બચાવવાનો આ એક માત્ર માર્ગ છે.

[ ૧૯૪૨ના સપ્ટેમ્બરની ૧૯ મીએ મળેલી હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિની વિસ્તારિત બેઠક સમક્ષ રજુ કરેલ ઠરાવ ઉપર ગંગાધર અધિકારીએ પેશ કરેલ રિપોર્ટ ]

# ૧

# ત્રણ તબક્કા: ત્રણ દષ્ટિકોણ

આપણા દેશનું રાષ્ટ્રીય આંદોલન જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થયું છે. અને રાષ્ટ્રીય એકતાનો પ્રશ્ન, હિંદુ–મુસ્લિમ એકતાનો સવાલ પણ, એ આંદોલનના ભાગ તરીકે જુદા જુદા તબક્કાઓમાં પસાર થઇ, વિકાસ પામ્યો છે. તેથી આ પ્રશ્નનો અભ્યાસ આપણે ઐતિહાસિક રીતે કરવો પડશે. કારણ એમ કરીશું તો જ એ પ્રશ્નનું આજનું સ્વરૂપ આપણે પૂરેપૂરું સમજી શકીશું.

પલટાતા ઈતિહાસની સાથે સાથે પલટાતી દૃષ્ટિએ આ પ્રશ્નને વિચારવાની પદ્ધતિ આપણે સ્વીકારવી જોઇએ. જો આપણે એમ નહિ કરીએ, તો આજ પૂર્વે આપણે આ પ્રશ્નને જે રીતે જોતા વિચારતા આવ્યા છીએ તે ને તે રીતે આજે પણ જોઇશું. પરિણામ એ આવશે કે હિંદુ–મુસ્લિમ એકતાના પ્રશ્નના ઉકેલ બાબત જે પુરાણા ખ્યાલો હશે તે જ આપણા મનમાં ચીટકી રહેશે. જ્યારે હકીકતમાં, એ ખ્યાલો જુના થઈ ગયા છે; આજની પરિસ્થિતિમાં બંધ બેસતા નથી. આપણે એ ભૂલવું ન જોઈએ કે એ વિચારો અને વિચાર પદ્ધતિઓ આપણા રાષ્ટ્રીય આંદોલનના અમુક એક તબકકે જન્મેલાં હતાં. એથી કરીને, તાત્કાલિક તથા ઐતિહાસિક દૃષ્ટિએ આજે આપણે આ આખા પ્રશ્નનો વિચાર ફરીથી કરવો જરૂરી છે. એમ કરશું તો જ આપણે તેનું મૂળ શામાં રહેલું છે તે સમજી શકીશું. ઉપરાંત, જે સ્થિતિ આજે અસ્તિત્વ ધરાવતી નથી, એના પાયા પર ઘડાયેલ દૃષ્ટિબિંદુ આજે યોગ્ય લેખી શકાય નહિ, એમ બુદ્ધિપૂર્વક સમજીને આપણે તેને નિર્મૂળ કરી શકીશું.

એટલે કે, ભૂતકાળમાં હિંદુ—મુસ્લિમ એકતાનો પ્રશ્ન શું હતો, ને ત્યારથી તે આજ સુધીમાં એ કેવી રીતે વિકાસ પામ્યો છે, તેની એક રાજકીય સમાલોચના ઐતિહાસિક દૃષ્ટિએ કરવી જરૂરી છે. આજ રસ્તે આપણે પાકિસ્તાનનું, અને પ્રજાઓના સ્વનિર્ણયના અધિકારનું રહસ્ય સમજી શકીશું. આ જ પહેલાં પાકિસ્તાન જેવી કોઇ માંગ હતી નહિ, ને આજે એ કયાંથી શા માટે પેદા થઇ છે તે આપણે આ એક જ માર્ગે સમજી શકીશું.

ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે, ત્રણ જુદા જુદા તબક્કાઓમાં એનો ઉકેલ ત્રણ જુદી જુદી રીતે કરવાનો પ્રયાસ થયો છે. આ ત્રણેય તબક્કાઓ આપણા રાષ્ટ્રીય આંદોલનના ત્રણ ગાળા સાથે સંબંધ ધરાવે છે.

**સૌથી પ્રથમ અને આદિ તબક્કામાં આપણા રાષ્ટ્રીય આંદોલનમાં** એક એવો સિદ્ધાંત ઘર ઘાલી બેઠો હતો કે 'હિંદુસ્તાન એક રાષ્ટ્ર છે.' એ જમાનો આપણી રાષ્ટ્રીય હિલચાલમાં પણ શરૂઆતનો કાળ હતો. તે વખતે તો એમ મનાતું કે "હિંદુ અને મુસલમાન વચ્ચે તફાવત માત્ર ધર્મનો જ છે; જેમ જેમ બન્ને ધર્મ પાળતી જનતામાં રાષ્ટ્રીય જાગૃતિ વધતી જશે, તેમ તેમ આ તફાવત અદૃશ્ય થતો જશે, અને હિંદુ અને મુસલમાનો એક પ્રજા તરીકે વિકાસ પામશે." આપણા સૌથી પહેલા રાષ્ટ્રવાદીઓ, જેઓ ખરેખર વિનીતો હતા, તેમની આવી જ માન્યતા હતી.

આ પ્રથમ તબક્કા દરમિયાન આ આખા પ્રશ્નનો નિવેડો આણવા માટે પ્રચારનું હથિયાર પૂરતું અને મુખ્ય લેખાતું. 'શાહીવાદ સામે રાષ્ટ્રવાદના વિજય માટે એકતા સાધો', એ તે વખતના પ્રચારનું મુખ્ય સૂત્ર હતું. ઉપરાંત "ધાર્મિક પછાત મનોદશા"નો નાશ કરવા સામાજીક સુધારણાનો પ્રચાર કરવો આવશ્યક લેખાતો. તે વખતે વિનીતો આજ જાતનો પ્રચાર કરતા અને તેઓ જ તો એ દિવસોમાં આપણા નૂતન રાષ્ટ્રીય આંદોલનના નેતાઓ હતા. તેમની દલીલ સાદી હતી: "આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે જરૂર છે માત્ર રાષ્ટ્રીય જાગૃતિની."

**બીજો તબક્કો ૧૯૩૪ સુધીનો ગણાય.** તે દરમિયાન રાષ્ટ્રીય આંદોલનનો વિકાસ થાય છે, ને સાથે સાથે આ આંદોલનના એક ભાગ તરીકે જ હિંદુ-મુસ્લિમ પ્રશ્નનો પણ વિકાસ થાય છે. આ દરમિયાનમાં રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ પુખ્ત બને છે. અને વફાદારો તથા વિનીત સુધારકોને બદલે રાષ્ટ્રીય હિલચાલની લગામ તેમના હાથમાં જાય છે. આ વિકાસની સાથે સાથે જ આપણે બે વસ્તુઓ જોઈએ છીએ. એક તો, બંને પક્ષોના (હિંદુ-મુસ્લિમ) મૂડીમંતો વચ્ચે **કજિયા અને ઘર્ષણ** શરૂ થાય છે; ત્યારે બીજી બાજુ, રાષ્ટ્રીય વિકાસનાજ એક બીજા સ્વરૂપની પીછાણ થાય છે. કામદારો અને કિસાનોની વર્ગભાન પર રચાએલી **સંયુક્ત હિલચાલો** ઉભી થયેલી દેખાય છે આમ, એ દિવસોમાં બંને સ્વરૂપો સાથે સાથે વિકાસ પામે છે—એક તો સ્થાપિત હિતોમાં **ઘર્ષણ**; બીજું કામદાર કિસાનની આગે બઢેલી હિલચાલમાં વિકાસ પામતી હિંદુ-મુસ્લિમ **એકતા.**

આ તબક્કામાં જહાલ મતવાદીઓએ આખા ય પ્રશ્નનું પૃથ્થકરણ આ પ્રમાણે કર્યું હતું—

"આ બે વિભાગો (હિંદુ-મુસ્લિમ) વચ્ચે જે ઘર્ષણ થયું છે, તે તો માત્ર બન્ને વિભાગના સ્થાપિત હિતો વચ્ચેનું ઘર્ષણ છે. બાકી કોઈ પણ વિભાગની

જનતાને આ કજિયા સાથે કશી લેવાદેવા નથી. બન્ને વિભાગની જનતાને એમની આર્થિક માંગોના ધોરણ પર, એ માંગોના વિજય માટે સંયુક્ત સંગ્રામોમાં દોરવણી આપીએ, સાથે સાથે મુસ્લિમોના સાંસ્કૃતિક અધિકારોને માન્ય કરીએ તો બસ છે; આખો કોયડો ઉકલી જશે."

**ત્રીજા તબક્કાની શરૂઆત ૧૯૩૪ પછી થાય છે. ૧૯૩૫નું નવું** બંધારણ આવી રહ્યું હતું ત્યારથી આ તબક્કાનાં પગરણ મંડાયાં. આ ગાળામાં એક સાથે બે વસ્તુ બની.

**એક તો,** આપણું રાષ્ટ્રીય આંદોલન એક વિરાટ છલંગ મારે છે. એનો વિકાસ થાય છે ને ઠેઠ ગામડાંઓ સુધી એ ફરી વળે છે. **બીજી બાજુ,** જગતના ફાસિવાદી બળોનો હુમલો થવાની ઘડી નજીક આવી રહે છે. એ હુમલો થાય છે, ને જગતભરના શાહીવાદના જીવનમાં ભારે કટોકટી વ્યાપે છે. આપણા દેશમાં પણ યુદ્ધ કટોકટીની પરિસ્થિતિ ઉભી કરે છે. આ પરિસ્થિતિને પરિણામે બ્રિટિશ શાહીવાદના હાથમાંથી સત્તા આંચકી લેવાનો સવાલ મોખરે આવી ઉભો છે.

આ બન્ને બનાવોની પ્રબળ અસર તળે હિંદુ-મુસ્લિમ એકતાનો પ્રશ્ન તીવ્ર રીતે આગળ આવે છે. પણ આ વખતે એ પ્રશ્નનું સ્વરૂપ નિરાળું છે.

આ વખતે રાષ્ટ્રીય આંદોલન જુના જમાનાના જેવી માંગ રજુ કરતું નથી. હવે, બંધારણીય સુધારાની વાત નથી. સંયુક્ત મતાધિકાર વિરૂદ્ધ અલગ મતાધિકારનો સવાલ નથી. હવે તો મુખ્ય વાત સત્તાની—રાજકીય સત્તાની છે. યુદ્ધની કટોકટીએ આ સત્તા જીતવાના સવાલ હિંદી જનતાની દૃષ્ટિ સમક્ષ તીવ્ર રીતે આણ્યા છે.

અને બરાબર આ જ તબક્કામા, આજ સમયે મુસ્લિમો માટેનાં જુદાં રાજ્યોની માંગ મુસ્લિમ લીગ પ્રથમવાર ઉઠાવે છે. "મુસ્લિમો તો દબાયેલી પ્રજાઓ છે," એવી દલીલ વધુ ને વધુ પ્રમાણમાં સંભળાય છે; તેમને પડતી મુશ્કેલીઓ અને તેમની માંગો વધુ ને વધુ મોટે અવાજે રાજકીય સ્વરૂપ ધારણ કરે છે.

આમ, હિંદુ-મુસ્લિમ સમસ્યા સાવ નૂતન સ્વરૂપે રજૂ થાય છે. મુસ્લિમોને પોતાને સ્વતંત્ર રાજ્ય હોવું જોઇએ, એવી તદ્દન નવી લાગતી માંગ જન્મી છે. લડાઈ ફાટી નીકળતાં જેમ કોંગ્રેસ તત્કાલ આઝાદીની માંગ ઉઠાવે છે, તેવી રીતે મુસ્લિમ લીગ તત્કાલ પાકિસ્તાન માટે ઘોષણા કરે છે. અને "પાકિસ્તાન વિરૂદ્ધ અખંડિતતા તથા આઝાદી"ની ચર્ચાનો જન્મ થાય છે.

આપણે આગળ જતાં જોઇશું કે, આ જ તબક્કા દરમિયાન **કોમી પ્રશ્નનું ખરૂં સ્વરૂપ વિકાસ પામતી પ્રજાઓનું સ્વરૂપ છે,** એ વાત વધુ ને વધુ સાફ બને છે.

આમ જો આખા ય પ્રશ્નને આપણે ઐતિહાસિક અને રાજકીય રૂપરેખામાં જોઇએ તો જ આપણે આપણા જુદા જુદા જમાનાના રાષ્ટ્રીય આંદોલનમાં આ પ્રશ્નને ત્રણ જુદી જુદી રીતે ઉકેલવાના કેવા પ્રયાસો થયા હતા એ જોઇ શકીશું. અને તે તે ઉકેલો આપણી રાષ્ટ્રીય હિલચાલના તે તે તબક્કાનેજ અનુરૂપ હતા એ વાતની પણ ખાત્રી થશે.

આપણે આ ત્રણે ય તબક્કાને જુદા જુદા લઇ, વિગતવાર તેમનું પૃથક્કરણ કરીએ.

# ૨
# કોમી પ્રશ્નનો ઉદ્ભવ

**પ્રથમ તબક્કા દરમિયાન આપણી રાષ્ટ્રીય હિલચાલ હજી એની** બાલ્યાવસ્થામાં હતી. એ દિવસોમાં તો "બુદ્ધિજીવીઓ"નો ઉપલો થર અને ધંધાદારી મધ્યમવર્ગ જ હિલચાલમાં પડ્યો છે, ને તેથી સ્વાભાવિક રીતે એનું નેતૃત્વ એના હાથમાં છે. આ વિનીત બુદ્ધિજીવીઓના રાજકીય જ્ઞાનનું પ્રેરણાસ્થાન તો રાણી વિક્ટોરિયાના યુગનું વિનીત રાજકારણ જ ગણાય. બ્રિટનમાં એક વસ્તુ બને કે તરત એને હિંદમાં બંધ બેસતી કરવી, એવું તેમનું માનસ હતું. તેમને મન તો એવો આદર્શ હતો કે "હિંદુસ્તાન બ્રિટનની માફક એક રાષ્ટ્ર, એક પ્રજા બનવું જોઇએ." એમને હિંદ અને ગ્રેટ બ્રિટન વચ્ચેના ચોક્કસ તફાવતો દેખાતા નહિ. હિંદના વિકાસમાં જે મુખ્ય ખાસિયતો છે, તેની સામે તેમની આંખો બીડાએલી જ હતી. એમને તો ધાર્મિક તફાવતો દેખાતા, ને એથી તેમની એવી માન્યતા ઘડાઇ કે હિંદને બ્રિટનના જેવું એક રાષ્ટ્ર બનતું અટકાવનાર કોઈ હોય તો તે આ ધાર્મિક—કોમી અંતરાયો જ છે. તેથી તેમણે એ જ પ્રકારનો પ્રચાર કર્યો કે, "રાજકારણ"ની વાતમાં "ધર્મની" વાત લાવવી એ તદ્દન અસંબંદ્ધ છે. એકતાના આખા ય પ્રશ્ન પર તેમના દૃષ્ટિબિંદુની ચાવી જોવી હોય તો તે એમાં રહેલી છે કે—"રાજકારણમાંથી ધર્મને દેશનિકાલ કરો. બ્રિટિશ પ્રજાને ધર્મની આડ અડચણો ઉભી થતી નથી—તો આપણને શા માટે થવી જોઇએ?"

આ જ દિવસોમાં "હિંદ એકજ રાષ્ટ્ર છે" એવી આ લાગણી વધુ મજબૂત બનવાની પાછળ પણ કારણ છે.

આ જમાનામાં બ્રિટિશ શાહીવાદનું આવાહન બુલંદ બનતું જાય છે કે, "હિંદ એક રાષ્ટ્ર છે નહિ. એ વળી એની મેળે રાજ્ય કેવી રીતે ચલાવી શકે?" અને આ ઉધ્ધત આવાહન સામે જવાબ રૂપે હોય તેમ ૧૯૦૬ થી ૧૯૧૮ સુધીનું રાષ્ટ્રીય આંદોલન પડકાર કરે છે કે "હિંદ એક જ રાષ્ટ્ર છે, અને તેથી પોતાનું રાજ્ય પોતાની મેળે જરૂર ચલાવી શકે તેમ છે."

આ જ તબક્કામાં જેમ જેમ રાષ્ટ્રીય આંદોલન વિકસતું જાય છે તેમ તેમ બીજી બાજુ, મુસ્લિમો સામે અમુક પૂર્વગ્રહો પણ ઉભા થાય છે. આ પૂર્વગ્રહોના મૂળમાં પણ ઐતિહાસિક હકીકત રહેલી છે. એ હકીકત એવી છે કે, રાષ્ટ્રીય આંદોલન તેની શરૂઆતમાં શિક્ષિત હિંદુ મધ્યમ વર્ગમાં પ્રથમ પ્રસર્યું હતું. એના નેતાઓ હિંદુ હતા. અને એથી રાષ્ટ્રવાદ તે દિવસોમાં હિંદુ વિચારભાવનાના વાઘામાં વ્યક્ત થતો. આથી કરીને હિંદુ ધર્મમાં અને સાંસ્કૃતિક જીવનની કલ્પનામાં હિંદની એકતા વિષે જે ભાવના હતી તેની સાથે "હિંદ એક રાષ્ટ્ર છે"ની ભાવના ઓતપ્રોત બની ગઈ.

અને આ શરૂઆતનો તબક્કો પસાર થઇ ગયો, પણ તે વખતે જન્મેલી હિંદુધર્મ ભાવનાથી ઓતપ્રોત બનેલી હિંદની રાષ્ટ્રીયતાની વિચાર-ભાવના તો કાયમ જ રહી. હકીકતે, હિંદુ નેતાઓના હાથમાં રાષ્ટ્રીય હિલચાલનું સૂકાન હોઇ એ દિવસોમાં, એ હિલચાલ પર હિંદુ સંસ્કૃતિની છાપ પડયા વિના રહી નહિ. તે પછી તો 'હિંદ એક છે' એ ભાવના સાથે સંસ્કૃતિની એકતાની ભાવના એવી તો વણાઈ ગઇ કે પાછળથી તે દૂર ન થતાં આડઅડચણ રૂપ બની ઉભી. આ કયારે ને કેવી રીતે બન્યું તે આપણે પાછળથી જોઇશું.

૧૯૧૪-૧૮ની લડાઈ દરમિયાન દેશમાં ઔદ્યોગિક મૂડીવાદીઓ સંગઠિત થયા. વધુ જોરદાર બન્યા હતા. ૧૯૨૦-૨૧માં તેઓ રાષ્ટ્રીય આંદોલનને મોખરે દેખાવા માંડે છે. અત્યાર સુધી તો હિંદુ-મુસ્લિમ એકતાનો સવાલ એટલા માટે ઉભો થતો હતો કે બ્રિટિશ સરકારને "વિનંતી" કરવા એક થવાની જરૂર હતી. ૧૯૧૬માં લખનૌ ખાતે કોંગ્રેસ અને લીગના આગેવાનો વચ્ચે હિંદુ મુસ્લિમ સમસ્યા અંગે સમજુતિ થઇ પણ ખરી. પરંતુ પ્રથમ વિશ્વ યુધ્ધ બાદ એ પ્રશ્ન નવા સ્વરૂપમાં ઉભો થાય છે.

લડાઈ પછી જે જાગૃતિનો જુવાળ આવ્યો, તે દરમિયાન હિંદુ અને મુસ્લિમ જનતા પણ સળવળી ઉઠી હતી. અને પ્રથમ વાર મુસ્લિમ જનતા જાગૃત બની રહી હતી. મધ્ય પૂર્વના મુસ્લિમ દેશોએ બ્રિટિશ શાહીવાદ સામે શિર ઉચક્યું હતું. ને તુર્કી સામ્રાજ્યના ટુકડા થવાથી દુનિયા ભરના મુસલમાનો બ્રિટિશ શાહીવાદ સામે ઉકળી ગયા હતા.

અને મુસ્લિમ જાગૃતિનો પડઘો પૂર્વની મુસ્લિમ પ્રજાઓમાં ખિલાફત આંદોલન દ્વારા ઉડયો. પછી તો ખિલાફત હિલચાલના અને જાગી ઉઠેલ હિંદી

રાષ્ટ્રીય આંદોલનના નેતાઓએ હાથ મિલાવ્યા. બ્રિટિશ શાહીવાદ સામે લડી લેવા હિંદુ અને મુસલમાન બન્ને બળો એક બન્યાં.

આ કક્ષાએ પહોંચ્યા પછી પણ આપણે જોઇએ છે કે હજુ મૂળભૂત મુદ્દાઓ સાફ થયા નથી. સંગ્રામ વધુ વ્યાપક બની ચૂકયો છે, પણ તેમની માંગોનું ધોરણ તો વિનીત જ છે. માત્ર સંગ્રામનું બાહ્ય સ્વરૂપ ક્રાન્તિકારી છે.

એકતાનો આખો સવાલ, આ રીતે, બ્રિટિશ શાહીવાદ પાસેથી રાષ્ટ્રીય આઝાદી હાંસલ કરવાના સાધન રૂપે આગળ આવે છે. પણ આખું આંદોલન હજુ મુખ્યત્વે મધ્યમ વર્ગમાં ફેલાયું છે. હજુ આમ જનતા સાચેસાચ એમાં ઝંપલાવે તેવા મુદ્દાઓ હાથમાં લેવાયા નથી.

આ દિવસોમાં જહાલોએ આખા કોમી સવાલને કેવળ આર્થિક સવાલ સમજીને તેનો ઉકેલ ચીંધ્યો હતો. વધુમાં તેઓ કહેતા :

"મુસ્લિમોને સાંસ્કૃતિક અધિકારો આપો, ને કોયડો ઉકલી જશે" આ તેમનું રાજકીય સૂચન હતું. ખરી રીતે તો તેમનો આ "અમલી ઉકેલ," તથા તે વખતે જોરદાર એવા મૂડીવાદી વર્ગના "અમલી ઉકેલ"નું તથ્ય એક જ હતું.

૧૯૨૦–૨૨ના દિવસોની એકતા તૂટી પડી પછી જે કાળ શરૂ થયો, તેના પાછલા ભાગના દિવસો દરમિયાન આપણી પ્રજાના આ બે વિભાગો વચ્ચે વેરઝેર વધી ગયાં, ને ઉઘાડું ઘર્ષણ જામ્યું. પહેલાં તો મોન્ટફોર્ડ સુધારા પછી નવી કૌંસિલો બની હતી, તેમાં ભારે ખેંચતાણ મચી. સાયમન કમિશન આવ્યું ત્યારે એની સામે લીગ અને કોંગ્રેસ અસરકારી સંયુક્ત મોરચો રચી શકયાં નહિ. સાઈમન કમિશનનો અહેવાલ એ બ્રિટિશ શાહીવાદની ચેલેંજ હતી. એ ચેલેંજને જવાબ દેવા હિંદના બધા પક્ષોનું એક સંમેલન ૧૯૨૮ ના ડિસેંબરમાં મળ્યું. તેમણે બધા પક્ષને મંજુર હોય તેવું બંધારણ ઘડી કાઢવાનો યત્ન કર્યો, પણ એ યત્ન નિષ્ફળતાને વર્યો. જે બંધારણ ઘડાયું તેને મુસ્લિમ લીગે નામંજુર કર્યું. કારણ કોંગ્રેસ અને બીજા પક્ષોએ અને ખાસ કરીને હિંદુ સભાએ લીગની માંગ સ્વીકારી નહિ. લીગની માંગ એ હતી કે સ્વાધીન હિંદના સમવાયતંત્રમાં **શેષ સત્તાઓ** (રેઝિડયુઅરી પાવર્સ) મધ્યસ્થતંત્રને હસ્તક નહિ પણ જોડાએલાં ઘટકોને હસ્તક રહેવી જોઇએ. આમ થાય તો જ એ ઘટકોને વધુમાં વધુ સ્વાયત્તતા મળી શકે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે ૧૯૩૦–૩૨ માં જ્યારે કોંગ્રેસે અસહકારની લડાઈ શરૂ કરી ત્યારે લીગે તેમાં ભાગ લીધો નહિ. ૧૯૨૦-૨૨ માં તો મુસ્લિમ જનતા લડાઈમાં પ્રવેશી હતી. પણ આ વખતે માત્ર થોડાક નેતાઓએ જ એમાં ભાગ લીધો. છેક ૧૯૨૪ થી ૩૬ સુધી મુસ્લિમ લીગની સ્થિતિ નબળી જ રહી છે. ને પછી આવી ગોળમેજી પરિષદ. ત્યારે પણ લીગ અને કોંગ્રેસ વચ્ચે કાંઈ સમજુતિ થઇ શકી નહિ.

આ કુસંપના કાળમાં દેશમાં કોમી રમખાણોની પાછળ કેટલું ય લોહી રેડાયું હતું. આ રમખાણો તો ઝેરી પ્રત્યાઘાતી બળોના પગારદાર ગુંડાઓએ જ કર્યાં હતાં. આ પ્રત્યાઘાતીઓની મુરાદ તો, રાષ્ટ્રીય આંદોલનનાં લડાયક બળોનો તથા જોરદાર થતી કામદાર કિસાન ચળવળનો નાશ કરવાની હતી.

આ દિવસોમાં લીગ પણ નબળી પડી હતી. એનાં બે કારણો હતાં. સત્યાગ્રહનું આંદોલન શરૂ થતાં લીગની નેતાગીરીનો એક વિભાગ લીગથી વિખૂટો પડયો હતો. અને એથી લીગની અંદર રજવાડાશાહીના પ્રતિનિધિઓ ઉભરાયા હતા.

પરિણામે રાષ્ટ્રીય કોંગ્રેસના કાર્યકરોને લાગ્યું કે હિંદુ–મુસ્લિમ એકતા તો લીગને કચડી નાખી, મુસ્લિમોની સાંસ્કૃતિક અને ધાર્મિક માંગોને સંતોષી રચી શકાય તેમ છે. અને કોંગ્રેસમાં જે જહાલમતવાદીઓ હતા, તેમણે આ ભ્રમણાને એક સિદ્ધાંતમાં પલટાવી દીધી. તેમનો નવો સિધ્ધાંત આવો હતો: 'મુસ્લિમ લીગ તો કોમવાદી અને પ્રત્યાઘાતી સંસ્થા છે. જેવી કોંગ્રેસ જનતાની આર્થિક માંગો માટે લડત શરૂ કરશે અને મુસ્લિમોને તેમના સાંસ્કૃતિક અને ધાર્મિક અધિકારોના સંરક્ષણની ખાત્રી આપશે કે તરત મુસ્લિમ જનતા લીગને છોડી દેશે. પછી તો તેઓ કોંગ્રેસમાં જોડાઈ જશે, અને કોમી પ્રશ્ન એમ ઉકલી જશે.'

આ દરમિયાનમાં સત્યાગ્રહનું બીજું આંદોલન નિષ્ફળ ગયું હતું. ને તે પછી કામદાર વર્ગ અને કિસાનોના આંદોલનમાં એક નવો જુવાળ આવ્યો હતો. આમ, રાષ્ટ્રીય આંદોલન ફરી જાગૃત બન્યું હતું. આ નવી જાગૃતિ પછી જે કાંઈ બન્યું, તેથી ઉપરના સિદ્ધાંતની નાદારી સાબીત થઇ એટલું જ નહિ, એ બનાવો દ્વારા કોમી પ્રશ્નના ખરા સ્વરૂપ પર અને તેના સાચા ઉકેલની દિશામાં પ્રકાશ પડયો.

**હવે એક નવો તબક્કો શરૂ થાય છે. કામદાર અને કિસાન આંદોલન** સંગઠિત બને છે. કોંગ્રેસ ચૂંટણીમાં મેદાને પડી છે. આને કારણે રાજકીય પ્રવૃત્તિનું જે મોજું આવ્યું તે આ નવા તબક્કાનો પ્રારંભ બનાવે છે.

**હિંદી રાજકીય જગતમાં ત્રણ નવાં પરિવર્તનો થાય છે.**

**પ્રથમ :** પહેલું વિશ્વયુદ્ધ પૂરું થયા પછી ઔદ્યોગિક વિકાસની શરૂઆત થઇ હતી. ને અમુક મથકોમાં સારી ગતિએ કારખાનાં ખુલ્યાં હતાં. પણ શરૂઆતમાં આ વિકાસ માત્ર અમુક મથકોમાં જ થયો હતો, તે હવે ધીમે ધીમે દેશના બીજા ભાગમાં પણ પ્રગતિ સાધે છે. ૧૯૨૬ થી '૩૨ નાં વરસો ભારે આર્થિક મંદીનાં હતાં. તે પછીનાં વર્ષોમાં, મૂડી જૂનાં મથકોમાંથી નીકળી પછાત પ્રદેશો તરફ વહેવા માંડે છે. આ નવા પ્રવાહથી, અને એને પરિણામે ઉભા થયેલ નવા ઔદ્યોગિક કેંદ્રોથી નવી પરિસ્થિતિ ઉભી થાય છે. હવે તો તીવ્ર હરિફાઇઓ શરૂ થાય છે. હિંદી ધનજીવી વર્ગના હાથમાં જુના ઉદ્યોગો પણ આવે છે.

ધનજીવી વર્ગના જુદા જુદા વિભાગો વચ્ચે હરીફાઈ જામે છે. ૧૯૩૫ ના બંધારણ અનુસાર પ્રધાનમંડળો રચાતાં, આ હરીફાઇઓ વધુ જલદ બને છે.

**બીજું પરિવર્તન એ થાય છે કે રાષ્ટ્રીય આંદોલન હવે ગામડે અને** ટીંબે પહોંચી ગયું છે. દેશભરમાં કિસાન જનતા પૂર્વે કદી નહોતી બની તેટલી ગતિએ રાષ્ટ્રીય હિલચાલમાં કાર્યરત બને છે. "આગળ પડતા" કે "પછાત" ગણાતા પ્રદેશોમાં, હવે તો કિસાન-કામદાર જનતા રાષ્ટ્રીય આંદોલનના જોરદાર પ્રવાહમાં ખેંચાઇ છે.

નવું બંધારણ અમલમાં આવતાં **ત્રીજું પરિવર્તન** બહાર આવે છે. હવે તો રાજકીય સત્તાના પ્રશ્ન પર, આઝાદી તથા લોકશાહીના સવાલ પર દરેક રાજકીય પક્ષ તથા ધનજીવી વર્ગના વિભાગને પોતાનું સાફ મંતવ્ય રજુ કરવાની ફરજ પડે છે.

**નવા યુગની આ ત્રણે વિશિષ્ટતાઓને હવે આપણે ક્રમવાર જોઈએ.**

કોંગ્રેસની ૧૯૩૭ની ચૂંટણી થયા પછી, તથા કોંગ્રેસ મંત્રીમંડળો અમલ કરતા હતા તે દિવસોમાં સૌથી પ્રથમ વાર પ્રાંતિક "અદેખાઈ" સપાટી પર આવે છે. હવે તો દેશના રાજકીય પક્ષો તથા જુદા જુદા પ્રાંતના ધનજીવીઓ વચ્ચે તડબાજી, હરીફાઈઓ વગેરે જામી પડે છે. જે પ્રાંતો અત્યાર સુધી "પછાત" હતા, ને જ્યાં હવે નવા ઉદ્યોગો સ્થપાયા હતા, ત્યાં પણ હરીફાઇ જામી. એક પક્ષે ત્યાંના સ્થાનિક "પછાત" ધનજીવીઓ હતા; ત્યારે તેમની વિરૂદ્ધ રાજકીય અને આર્થિક દૃષ્ટિએ વધુ જોરદાર એવા "આગળ પડતા" પ્રાંતોના ધનજીવીઓ હતા.

આ હરીફાઇને નક્કર સ્વરૂપ લેતાં વાર લાગતી નથી.

કર્ણાટકી-મરાઠી હરીફાઇમાંથી જ સંયુક્ત કર્ણાટક માટેની માંગ જન્મી; તામિલ-આંધ્રની હરીફાઈમાંથી આંધ્રવાસીઓની સ્વતંત્ર આંધ્રદેશ માટેની માંગ ઉભી થઈ; ઓરિસાની પ્રજાએ પોતાના અધિકારો માટેની માંગ આગળ ધરી; બિહારી—બંગાળીઓનું સંઘર્ષણ પણ દેખાવા લાગ્યું.

આ હરીફાઈ એટલી તો તીવ્ર છે કે ખુદ કોંગ્રેસની સંસ્થામાં એનો પડઘો ઉઠે છે. દા. ત. કર્ણાટક કોંગ્રેસ. ત્યાં કન્નડી લિંગાયત તથા મરાઠી બ્રાહ્મણો વચ્ચેની તડબાજી ૧૯૩૭ની ચૂંટણીના અને ત્યાર પછીના દિવસોમાં ખૂબ તીવ્ર બને છે. ખરી રીતે એ તડબાજીનું મૂળ સ્વરૂપ તો એ છે કે, કર્ણાટકમાં મરાઠી બ્રાહ્મણો જમીનદારો છે, તથા તેઓ ધીરધારનો ધંધો પણ કરે છે. અત્યાર સુધી તેમણે કર્ણાટકના રાજકીય અને આર્થિક ક્ષેત્રોમાં પોતાની સત્તા જમાવી રાખી હતી. પણ હવે ઉગતો કન્નડ વેપારી વર્ગ, મધ્યમ વર્ગ, અને કન્નડ કિસાનોનો મોટો ભાગ આ સત્તાને પડકારતો ઉભો થયો છે. પાછલા બન્ને વિભાગો લિંગાયતીઓ છે, અને ૧૯૩૦-૩૨ ની રાષ્ટ્રીય લડત પછી તેમનામાં રાજકીય જાગૃતિ આવી છે.

આ બધા પક્ષો વચ્ચેના ઝઘડા તથા જુદી જુદી માંગોનું મૂળ કારણ, માત્ર એ બે પક્ષોના ધનજીવીઓની હરીફાઇ જ નથી; પણ એનાથી ઘણું ઉંડું છે. ધનજીવીઓ વચ્ચેનું સંઘર્ષણ એ પ્રશ્નનું એક સ્વરૂપ છે. પણ એનું બીજું સ્વરૂપ પણ છે. આ તબક્કામાં જે બીજા પ્રકારનું પરિવર્તન થયું છે તેમાંથી આ સ્વરૂપનો જન્મ થયો છે.

ફરી આપણે કર્ણાટકનો જ દાખલો લઇએ. એ વાત સાચી કે કર્ણાટકી–મરાઠી સંઘર્ષણની પાછળ બન્ને વર્ગના ધનજીવીઓનો ઝઘડો તો છે જ. પણ સાથે સાથે એ વાત પણ એટલી જ સાચી છે કે હવે આ પ્રશ્નમાં કાનડી કિસાનો પણ પ્રવેશ્યા છે. સૌથી પ્રથમ વાર આ કિસાનોમાં રાજકીય જાગૃતિ આવી છે. ને ૧૯૩૭ ની ચૂંટણીમાં તેઓ મરાઠી ઉમેદવારને ટેકો આપતા નથી; પણ કન્નડી લિંગાયત ઉમેદવારને ટેકો આપે છે. આ જ હકીકત આંધ્ર-તામિલ મામલામાં, બંગાળી–બિહારી વિવાદમાં પણ જોઇએ છીએ. જ્યાં જ્યાં—પછી એ બિહાર હો કે આંધ્ર હો, કિસાનો અને જનતામાં રાજકીય જાગૃતિ આવી છે ત્યાં ત્યાં પોતાનો જુદો પ્રાંત હોવો જોઇએ, તથા તેમને હક્કો હોવા જોઇએ વગેરે માંગોને ઘણો ટેકો મળે છે. "સંયુક્ત કર્ણાટક" યા "સ્વતંત્ર આંધ્રદેશ" જેવાં આંદોલનોનાં મૂળ કિસાનોમાં તથા પ્રજામાં ઉંડે સુધી ઘરબાયાં છે. આ નવો વિકાસ આ એવે ટાણે જ શકય બને છે કે જ્યારે રાષ્ટ્રીય આંદોલન ગામડે અને ટીંબે પહોંચ્યું હોય, ને તેથી કિસાનોમાં પ્રથમ રાજકીય જાગૃતિ આવી હોય.

અહીં ખાસ ધ્યાન ખેંચવાનું એ છે કે, આ કિસાન જાગૃતિનું સ્વરૂપ વધુ ને વધુ મહત્ત્વનું બનતું જાય છે. અને એને કારણે કોમી એકતાના પ્રશ્નને તથા રાષ્ટ્રીય એકતાના પ્રશ્નને એક તદ્દન નવું, ક્રાન્તિકારી રૂપ મળે છે. આ નવીન ક્રાન્તિકારી રૂપને આપણે વિગતવાર તપાસવાની જરૂર છે.

જેમ જેમ રાષ્ટ્રીય આંદોલન વિશાળ બનતું જાય છે, તેમ તેમ ધનજીવીઓના ટોચ ઉપરના વિભાગો વચ્ચેની હરીફાઇઓ પણ નવાં નવાં સ્વરૂપ ધારણ કરતી જાય છે. આ નવાં સ્વરૂપ શાં છે? તેમનો મુખ્ય પ્રવાહ શો છે? આ તબક્કામાં રાષ્ટ્રીય એકતાના પ્રશ્નનું ખરૂં સ્વરૂપ સમજવું હોય તો આપણે એ વિષે અભ્યાસ કરવો પડશે.

# ૩

# વિકાસ પામતી પ્રજાઓનો પ્રશ્ન

રાષ્ટ્રીય આંદોલન હવે મધ્યમ વર્ગમાંથી આગળ વધી કિસાનો સુધી પહોંચે છે; અત્યાર સુધી તો રાષ્ટ્રીય પ્રશ્ન સમસ્ત હિંદી જનતા તથા બ્રિટિશ શાહીવાદ સામેની લડાઇનો જ હતો. પણ હવે એમાં નવી ગુંચવણો ઉભી થાય છે. આ પ્રશ્ન નવાં સ્વરૂપો ધારણ કરે છે.

આનો અર્થ એ નથી કે હવે, હિંદી જનતાના બ્રિટિશ શાહીવાદ સામેના સંગ્રામનું સ્વરૂપ ખલાસ થાય છે. ના. આ મૂળભૂત સંગ્રામ તો રહે છે. પણ હવે એની કાયામાં અત્યાર સુધી ઉંઘતી, પણ હવે જાગૃત થતી પ્રજાઓના પ્રશ્નો સળવળી ઉઠે છે. આ પ્રશ્નોનો ઉકેલ કરવો અતિશય જરૂરી બને છે; કેમકે એનો ઉકેલ થયા પછી જ બ્રિટિશ શાહીવાદ પાસેથી આઝાદી જીતી લેવાના સંગ્રામનું નિર્ણાયક સ્વરૂપ આકાર લેશે.

૧૯૩૫ થી ૩૯ના વર્ષો દરમિયાન રાષ્ટ્રીય આંદોલન ખરેખરૂં વિશાળ બને છે. રાષ્ટ્રીય જાગૃતિનું મોજું દેશને ખૂણે ખૂણે ફરી વળે છે. ને રાષ્ટ્રીય આંદોલન જનતામાં ઉંડે સુધી પ્રસરે છે. કિસાનો તથા જનતાનો મુખ્ય સમૂહ પ્રથમવાર જ જાગી ઉઠે છે, અને સક્રિય રાજકીય અને રાષ્ટ્રીય જાગૃતિ અનુભવે છે મોટા ભાગના પ્રાંતોમાં અત્યારસુધી તો કિસાનોની જાગૃતિ પોતાના વિભાગીય હિતો રક્ષવા માટે જ હતી. હવે એ વિભાગીય જાગૃતિનું સ્થાન અખિલ હિંદની જાગૃતિ લે છે. પણ આ નવી જાગૃતિ પોતે એક "પ્રજા" છે, પોતે એક "રાષ્ટ્રીયતા" છે એ પ્રકારની તેની નૂતન જાગ્રતિને આભારી છે.

ફરી એક વાર આપણે કર્ણાટકનું ઉદાહરણ લઇએ. લિંગાયત કિસાનોમાં ખરેખર શાહીવાદ વિરોધી, અખિલ હિંદની જાગૃતિ ફેલાઇ છે. તેમને એમ થાય છે કે બ્રિટિશ સત્તાને હાંકી કાઢી, હિંદી આઝાદી હાંસલ કરવી જોઇએ. પણ એ ભાવનાની સાથે જ કન્નડ ભાષાની પ્રગતિ, કન્નડ સંસ્કારિતાની પ્રગતિનો ખ્યાલ સંકળાયેલો છે. સ્વાધિન હિંદની ભાવનાનું નક્કર સ્વરૂપ એના દિલમાં આ પ્રકારનું છે કે—સ્વાધિન હિંદમાં આઝાદ અને સંયુક્ત કર્ણાટકનું સર્જન થશે; કન્નડી ભાષા અને સંસ્કારિતાનું ઘડતર થશે.

ખુદ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ભાષાવાર પ્રાંતો પાડીને આ મૂળભૂત હકીકતનો સ્વીકાર કર્યો છે.

આ ગાળામાં, કોંગ્રેસની નેતાગીરી નીચે પ્રાંતે પ્રાંતે પ્રસરી રહેલા રાષ્ટ્રીય આંદોલને તે તે પ્રાંતની પ્રજાનો રંગ અપનાવ્યો.

અલંકારિક ભાષામાં એમ કહી શકાય કે, રાષ્ટ્રીય આંદોલન એક ઝરા જેવું છે, જે જે પ્રજાના પ્રદેશમાંથી તે પસાર થાય છે, ત્યાંની ધરતીનો રંગ તે અપનાવતો જાય છે. એમ એ ઝરો અનેક રંગો ધારણ કરતો આગળ વહે છે; પણ એથી કરીને તે કાંઈ એક દિશામાં સતત વહ્યા કરતો ઝરો મટી જતો નથી.

આ જટિલતાને કારણે આ ગાળામાં રાષ્ટ્રીય એકતા હાંસલ કરવાનું કાર્ય ગુંચવણભર્યું બને છે. હવે તો એનું મુખ્ય સ્વરૂપ આ નવી જાગ્રત થયેલી અનેક પ્રજાઓની એકતા હાંસલ કરવાનું છે. બીજા શબ્દોમાં કહીએ તો, દેશની આઝાદી જીતવા અને લોકસત્તા સ્થાપવાના સંયુક્ત કાર્ય માટે આખા દેશની પ્રજાને એકત્ર કરવી જરૂરી બની રહે છે. એ માટે દરેક પ્રજાની પોતાની ભાષા અને તેના વતન માટેના પ્રેમ અને અભિમાનને લક્ષમાં લેવાં પડશે; પોતાના વતનમાં જ પોતાની સ્વતંત્ર જીંદગી જીવવાના અને ઘડવાના તેના મનોરથોને લક્ષમાં લેવા પડશે. આપણી જનતાના જુદા જુદા વિભાગના આ મનોરથો પ્રેમ અને ગૌરવની સામે આંખો બંધ કરવી, કે પછી આ તો કોમી માંગો છે, પ્રાંતીય સંકુચિતતા છે એમ કહેવું, એનો અર્થ એટલો જ થાય કે આપણે એક વિકસતી જતી વાસ્તવિકતા સામે અંધ બનવા માંગીએ છીએ. આપણી પ્રજાના ભિન્ન ભિન્ન વિભાગોની આ લાગણીઓને સમજવા યત્ન ન કરવો, એનો અર્થ એ જ થાય કે રાષ્ટ્રીય એકતા બાંધવાનું કાર્ય આપણે કરવા માંગતા નથી.

આ ભાવનાઓ—વતન અને ભાષા સંબંધેની આ લાગણીઓ અને મનોરથો પ્રત્યાઘાતી નથી. એટલું જ નહિ પણ અખિલ હિંદ રાષ્ટ્રીય આંદોલનની સાથે તે ઘર્ષણમાં પણ આવતાં નથી; આવી શકે પણ નહિ. ઉલ્ટાનું આપણી જનતામાં શાહીવાદ વિરોધી ભાવના ફેલાઇ, તે પછી જ તો, તેને પગલે પગલે જુદી જુદી પ્રજાઓના દિલની આ ભાવનાઓ જાગી છે અને વિકસી છે. આપણે જોયું તેમ, ખરી હકીકત તો એ છે કે શાહીવાદ વિરોધી—એટલે કે રાષ્ટ્રીય આંદોલન કિસાન જનતામાં ઉંડે સુધી પસર્યા પછી જ તો આ નવો પ્રજાકીય વિકાસ શક્ય બને છે.

**કિસાન પ્રથમ તો શાહીવાદના વિરોધક તરીકે જાગી ઉઠે છે. આખા હિંદની આઝાદી અને લોકશાહી માટે એને ઝંખના જાગે છે. પણ આ ઝંખનાનું સ્વરૂપ પાછળથી બદલાય છે. પોતાના વતન માટે પોતાની જબાન માટે આઝાદી અને લોકશાહી હોવાં જોઈએ, તેવી ઝંખના એને ઉપડે છે. આ ઝંખના શાહીવાદ વિરોધી જાગૃતિમાંથી જ જન્મેલી છે. શાહીવાદ વિરોધી "રાષ્ટ્રીય" જાગૃતિનું જ આ પરિણામ છે. આવી જુદી જુદી પ્રજાઓની જાગૃતિ જ તો આ દેશનું સ્વરૂપ ઘડે છે. સમગ્ર હિંદની આઝાદી અને લોકશાહી માટેની ઝંખના અને પોતાના વતનની આઝાદીની આ ઝંખના બન્ને પ્રબળ બને છે. એથી એ બન્નેને જુદાં પાડી શકાય તેમ નથી.**

**બિરાદર સ્તાલિન એટલે જ તો કહે છે કે, "પ્રજાઓનો પ્રશ્ન મુખ્યત્વે કિસાનોનો પ્રશ્ન છે."**

એક બાજુ અખિલ હિંદી માનસ જાગી ઉઠયું હતું, ને એ જાગૃતિ વધતી હતી. બીજી બાજુ અનેક પ્રજાઓ પ્રથમ વાર સભાન બની હતી. આ બન્ને પ્રક્રિયાનો એકબીજા સાથે ગાઢો સંબંધ છે, અને બન્ને એક બીજાને મદદરૂપ બની રહી છે. બહારથી તો આ બંને જાગૃતિ વચ્ચે ઘર્ષણ અને હરીફાઈ દેખાય છે; આ ઘર્ષણ અને હરીફાઈ આ તબક્કાનું પ્રગતિશીલ તત્વ છે. બાકી તો એની કાળી બાજુ, મૂઠીભર ધનજીવીઓના કજિયાઓ બતાવે છે. દાખલા તરીકે બંગાળી—બિહારીનો કજિયો.

આ કક્ષા આપણને બતાવે છે કે, આપણું રાષ્ટ્રીય આંદોલન હવે પાકી દશાએ પહોંચ્યું છે. અનેક પ્રજાઓની સામટી જાગૃતિની ઘડી આવી લાગી છે. અને હવે, આ સ્થિતિ પર પહોંચતાં, આપણને સમજાય છે કે પ્રશ્ન હવે સાંસ્કૃતિક જુદાઈ કે સાંસ્કૃતિક સ્વાતંત્ર્યનો જ રહ્યો નથી. હવે તો દરેક પ્રજા, આ નવી જાગૃતિને પરિણામે ઝંખી રહી છે કે તેને તમામ પ્રકારની આડ અડચણો અને શોષણ-માંથી સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળે. તેમની એ નક્કર માંગ બને છે કે અમને સંપૂર્ણ આર્થિક અને રાજકીય સ્વાતંત્ર્ય મળવું જોઇએ. અમારો વિકાસ આજની નવી પરિસ્થિતિમાં એ જ રીતે થઈ શકે તેમ છે.

આમ બ્રિટિશ શાહીવાદની ગુલામીમાંથી મુકત થવાની ભાવના દરેક પ્રજાના કિસ્સામાં હવે નક્કર સ્વરૂપ ધારણ કરે છે.

દરેક પ્રજાની આ ન્યાયી સ્વાભાવિક માંગને જ અમે સ્વનિર્ણયનો અધિ-કાર કહીએ છીએ.

આ માંગ સાચી પ્રગતિશીલ માંગ છે કેમકે એના જ આધાર પર તો આ દેશની વિવિધ પ્રજાઓને આપણે વતનની આઝાદી માટે ઝૂઝવા અર્થે એક મોરચે ખડી કરી શકીએ એમ છીએ. આ માંગ સાચી પ્રગતિશીલ છે કેમકે એના જ ધોરણે તો દરેક વ્યકિતગત પ્રજાનો વિકાસ શકય બને છે. પ્રજાઓની આ પ્રકારની વિવિધતા એકતાને જ મજબૂત બનાવે છે. આજની એકતાને વધુ સભર અને વિકસિત સ્વરૂપ આપે છે.

આ સમય દર્મિયાન મુસ્લિમ લીગનો વિકાસ કેવી રીતે થયો છે, એ આપણે જોઇએ. ૩૭ ની ચૂંટણીને સમયે મુસ્લિમ બુદ્ધિજીવીઓનો એક સમુહ કોંગ્રેસનો ટેકેદાર બન્યો. તેનું મુખ્ય કારણ એ હતું કે કોંગ્રેસે તેની ચૂંટણીના જાહેરનામામાં ઉદ્દામ કાર્યક્રમ રજૂ કર્યો હતો. પરંતુ, એ દિવસોમાંજ લીગ નેતા-ગીરીએ પોતાની આંતરિક વ્યવસ્થાનું કામ હાથ ધર્યું અને ચૂંટણીના જંગમાં ઉતરવા બધી તાકાત જમા કરી. જોકે, કોંગ્રેસના મુસ્લિમ ઉમેદવારો સામે આ લીગ ઉમેદવારોનો ખાસ ગજ વાગ્યો નહિ.

પરંતુ ચૂંટણી જંગના વિજય બાદ, કોંગ્રેસે મિશ્ર પ્રધાનમંડળ સ્થાપવાને બદલે પોતાનાં જ પ્રધાનમંડળો રચ્યાં એથી, તથા કેટલાક કોંગ્રેસી પ્રાંતોમાં પ્રધાનમંડળને હાથે જે કાંઇ કારવાઇ થઈ તેથી મુસ્લિમ અવામમાં ભારે અસંતોષ વ્યાપ્યો. એ વખતે મુસ્લિમ લીગની નેતાગીરીએ. મુસ્લિમ અવામમાં શાહીવાદ વિરોધી તમન્નાનો જે જુવાળ આગે બઢી રહ્યો હતો, અને પરિણામે તેઓ લીગમાં શામેલ થઈ રહ્યા હતા તે અવામની શાહીવાદ વિરોધી લાગણીને જ કોંગ્રેસ વિરોધી બનાવવાનો પ્રયત્ન કર્યો. બીજી બાજુ, મુસ્લિમ અવામમાં આવી રહેલી આ નવજાગ્રતિ પ્રત્યે રાષ્ટ્રીય નેતાગીરીના સૌથી ઉદ્દામ નેતાઓએ સુદ્ધાં આંખો બંધ કરી દીધી હતી. લીગ જે ઝડપે વિકસી રહી હતી તેમાં તેમને માત્ર 'કોમવાદ'નાં જ દર્શન થતાં હતાં! તેમણે કહ્યું કે, 'લીગની પ્રત્યાઘાતી નેતાગીરી "પછાત" મુસ્લિમ અવામનો ઉપયોગ કરી રહી છે.' અને એના ઉકેલ રૂપે તેમણે "મુસ્લિમ આમ સંપર્ક"નો કાર્યક્રમ રજૂ કર્યો. મુસ્લિમ લીગે, યોગ્ય રીતેજ, કોંગ્રેસની આ હિલચાલને પોતાના સંગઠનને તોડનારી હિલચાલ તરીકે આલેખી.

આ વખતે અમને લીગના વિકાસમાં 'કોમીવાદ' નહિ, પણ મુસ્લિમ જનતાની શાહીવાદ વિરોધી રાષ્ટ્રીય જાગૃતિ દેખાઈ. અને અમે તેને પ્રગતિનું ચિહ્ન લેખ્યું. કોંગ્રેસ અને લીગને સમીપ આણીને, લોકશાહી માંગો પર બંનેને એકત્ર કરીને, મુસ્લિમ જનતામાં વ્યાપી રહેલી જાગૃતિને વધુ પ્રગતિશીલ આકાર આપીને, શાહીવાદ વિરોધી નક્કર એકતાનું ઘડતર કરવાની પાકી શકયતા અમને દેખાઈ.

અને અમે "કોંગ્રેસ-લીગ એકતા"નું સૂત્ર આગળ ધર્યું.

આ દિવસોમાં અમે એ પણ જોઈ રહ્યા હતા કે લીગ પણ કોંગ્રેસની જેમ બ્રિટિશ—શાહિવાદ સામે પોતાની જાતને ખડી કરી રહી હતી. અને અમને જણાયું કે લોકશાહી હક્કોના પાયા પર બંનેની એકતા સ્થપાય તો ભારતની આઝાદી માટેના સંગ્રામ અર્થે જબરજસ્ત સંયુકત રાષ્ટ્રીય મોરચો ખડો કરી શકાય. પરંતુ એ દિવસોમાં અમે એ વાત શોધી ન શકયા કે કોંગ્રેસ લીગ એકતા માટે, હિંદુ-મુસ્લિમ વચ્ચેની અતૂટ એકતા માટે લોકશાહી પાયાનું ચોકકસ સ્વરૂપ શું હોઇ શકે.

બ્રિટિશ શાહીવાદ તરફથી ૧૯૩૫ માં જે નવું બંધારણ રજૂ કરવામાં આવ્યું હતું તેને "શાહીવાદી સમવાયતંત્ર" તરીકે ઓળખાવી કોંગ્રેસે તેનો સખ્ત વિરોધ કર્યો. મુસ્લિમ લીગે પણ એ જ વલણ લીધું. પરંતુ શાહીવાદી બંધારણ સામેના સંગ્રામ અર્થે બંને વચ્ચે સંયુક્ત મોરચો રચી ન શકાયો. કેમકે એવો સંયુકત મોરચો ત્યારે જ રચી શકાય કે જો કોંગ્રેસ અને લીગ ભાવિ આઝાદ હિંદના સમવાયતંત્રના સ્વરૂપ વિષે એકમત થઈ શકે. આ ભાવિ હિંદની કોંગ્રેસી કલ્પના શ્રી. મોતીલાલ નહેરૂને પ્રમુખપદે નિમાયેલ કમિટીએ રજુ કરેલ ૧૯૨૮ ના

'નહેરૂ રિપોર્ટ'માંથી મળી આવે છે. એ રિપોર્ટ મુજબ "શેષસત્તાઓ" (રેસિડ્યુઅરી પાવર્સ) સમવાયતંત્રમાં દાખલ થયેલ દરેક ઘટકને હસ્તક નહિ, પરંતુ મધ્યસ્થ તંત્રને હસ્તક રહે એવી સૂચના હતી. લીગે એનો સખ્ત વિરોધ કર્યો હતો; કેમકે તેમની કલ્પના તદ્દન જુદીજ હતી. તેમની કલ્પના મુજબ તો ભાવિ હિંદના સમવાયતંત્રમાં જોડાયેલ દરેકે દરેક ઘટક સ્વાયત્ત અને સાર્વભૌમ રાજ્ય તરીકેની સત્તાઓ ધરાવતું હોવું જોઇએ. એમની આ કલ્પનાનું કારણ સ્પષ્ટ છે. જ્યાં મુસ્લિમ પ્રજાઓ અત્યંત બહુમતિમાં છે તેવી સિંધી, પઠાણ, પંજાબી, પૂર્વ બંગાળી વગેરે પ્રજાઓ પોતાના વતનમાં સંપૂર્ણ આઝાદી ભોગવતી હોવી જોઇએ—એ એમની પાયાની માગણી છે. આ તદ્દન ન્યાયી માગણી છે. **લીગનો જન્મ થયો ત્યારથી માંડીને આજ સુધીમાં તેણે જે જે માગણીઓ કરી છે—છેક છેલ્લી પાકિસ્તાનની માંગણી સુધીની બધી માગણીઓનું સાચું હાર્દ પકડવું હોય તો તે આ જ છે.**

અલબત્ત, ૧૯૩૮માં અમે આટલી સ્પષ્ટ રીતે આ રહસ્ય ન હતા પકડી શક્યા. અમે સતત મથામણ કરી રહ્યા હતા. અને ૧૯૪૦ના માર્ચમાં જ્યારે મુસ્લિમ લીગે પાકિસ્તાનનો ઠરાવ પસાર કર્યો ત્યારે અમારી મથામણને ય નક્કર સ્વરૂપ મળ્યું. અને અમે જોયું કે કોંગ્રેસી રાષ્ટ્રીય નેતાગીરીની જેમ અમે ય મુસ્લિમ પ્રજાઓને માત્ર સાંસ્કારિક અને ધાર્મિક હકકોનું સંરક્ષણ આપી તેમના સ્વાયત્ત સાર્વભૌમ રાજ્ય તરીકેના ન્યાયી હકકનો જે અસ્વીકાર કરતા હતા, તે અમારી પોતાની ભૂલ જ હતી. એ અમારૂં અન્યાયી વલણ હતું.

પરંતુ ૧૯૪૦ પછી અમારી પાર્ટીએ વાત સ્પષ્ટ સ્વરૂપે જોતી થઈ કે, આજ લગી કહેવાતી 'કોમી સમસ્યા' ખાસ કરીને હિંદુ-મુસ્લિમ સમસ્યાનું સાચું રહસ્ય મુસ્લિમ પ્રજાઓના વિકાસની અંદર છુપાએલું હતું. અને તેનો ઉકેલ એક જ માર્ગે શક્ય છે. હિંદમાં વસતી અને હિંદની ધરતીને પોતાના વતન તરીકે સ્વીકારતી તમામ પ્રજાઓની જેમ મુસ્લિમ પ્રજાઓને પણ રાજકીય દ્રષ્ટિએ જુદા પડવું હોય તો જુદા પડવાના હક્ક સહિત સ્વનિર્ણયનો તેમનો અધિકાર માન્ય કરવો જ જોઇએ. અને હિંદ એક રાષ્ટ્ર નથી, પણ તેનો વિકાસ અનેકવિધ પ્રજાઓની એકતામાં રહેલો છે.

# ૪

# પ્રજાઓના પ્રશ્ન અંગે માર્કસવાદી--લેનિનવાદી દષ્ટિબિંદુ

ઉપર આપણે જે જોયું એ ઉપરથી એક વાત તો સાફ થઈ હશે કે હિંદનો કોમી પ્રશ્ન હવે નવા તબક્કામાં આવી લાગ્યો છે. જાતીય કે ધાર્મિક મતભેદનો એ સવાલ રહ્યો નથી. હિંદમાં વિકસતી જતી પ્રજાઓના પ્રશ્નનું સ્વરૂપ તેણે ધારણ કર્યું છે.

આજે આપણી સામે હિંદી પ્રજાને આઝાદી અને લોકસાશન માટે એક મોરચે સંયુકત કરવાની ફરજ આવી છે. એ કાર્ય આપણે સફળ કરવું હોય તો દરેક પ્રજાનો આઝાદ હિંદમાં પોતાની જીંદગીનું સ્વેચ્છાનુસાર ઘડતર કરવાનો જે ન્યાયી અને લોકશાહી હકક છે, એને લક્ષમાં લેવો જ રહ્યો. જો આપણા રાષ્ટ્રીય સંયુકત મોરચાના કાર્યક્રમમાં તેમના આ મનોરથને સ્થાન ન મળે તો આપણું કાર્ય પૂરૂં થવાનું નથી.

આ રીતે કોમી પ્રશ્ન પ્રજાઓનો પ્રશ્ન બનતાં આપણે તેને અંગેના માર્કસવાદી-લેનિનવાદી દષ્ટિબિંદુને સ્તાલિને કેવી રીતે રશિયામાં અમલમાં મૂકયું છે, તે પણ સમજવું જરૂરી છે. આ અભ્યાસ આપણને આ પ્રશ્નનો સફળ ઉકેલ કેમ કરવો તેની દિશા બતાવશે.

સ્તાલિન પોતે પ્રજાઓના પ્રશ્નનો અડંગ અભ્યાસી છે. પ્રજા કોને કહેવાય, તેની તેણે વ્યાખ્યા આપી છે. આ વ્યાખ્યા સંક્ષિપ્ત છે. પણ તેની અંદર અનેક ગર્ભિત સૂચનો છે.

સ્તાલિન કહે છેઃ

**કોઈ પણ જનસમૂહના ભાષા, પ્રદેશ, આર્થિક જીવન તથા માનસિક ભાવનાઓના ઐતિહાસિક એકીકરણનો સ્થાયી પડઘો એક સંસ્કારિતાવાળી પ્રજારૂપે પડતો હોય તો તેને પ્રજા કહેવાય.**

સ્તાલિને પ્રજાઓ વિષે આપેલી આ વ્યાખ્યાને જડ સમજી લઇ એમાં કશો ફેરફાર થઈ શકે નહિ, એમ માનવાને કશી જરૂર નથી. એમ પણ માનવાને કાંઈ જરૂર નથી કે સ્તાલિને ગણાવેલા આ ગુણો હોય તોજ કોઈ પણ અમુક સમૂહ પ્રજા બની જાય છે, નહિ તો નહિ. વસ્તુતઃ સ્તાલિને આપેલી વ્યાખ્યા તો વિકસતી પ્રજાની એક પ્રક્રિયા બતાવે છે. સ્તાલિનનું આ શિક્ષણ હિંદને અનુરૂપ

કરવા માટે પ્રજાઓ કેમ વિકસે છે એ આપણે સમજવું જરૂરી છે. એ સમજ્યા પછી સ્તાલિને કહેલો ઉપાય આપણે આપણા દેશને પણ લાગુ પાડી શકીએ.

કોઈ પણ પ્રજા એવી નથી કે અનાદિ કાળથી એમાં કશો ફર્ક થયો જ ન હોય. પ્રજાઓ કે પ્રજાકીય જાગૃતિ તો સામાજીક વિકાસના અમુક તબક્કે આવે છે. માર્કસવાદ-લેનિનવાદનો આ પાઠ છે. સ્તાલિન એ વાત સમજાવતાં લખે છે—

"વર્તમાન પ્રજાઓ, એક ખાસ યુગની—ઊગતા મૂડીવાદી યુગની પેદાશ છે. સામંતશાહી સમાજરચના તૂટી પડી અને મૂડીવાદી સમાજરચના જન્મી અને વિકાસ પામી એની જે ક્રિયા છે, એજ ક્રિયા વર્તમાન પ્રજાઓના જન્મની છે. સામંતવાદના કુસંપ પર જેમ જેમ મૂડીવાદની વિજય કૂચ થતી ગઈ તેમ તેમ પ્રજાઓ જન્મતી ગઈ, વિકાસ પામતી ગઇ. બ્રિટિશ, ફ્રેંચ, જર્મન અને ઇટાલિયન પ્રજાઓનો જન્મ આમ જ થયો છે."

મૂડીવાદનો જન્મ થયો એ પહેલાં સામંતશાહી રાજ્યો અને સામ્રાજ્યો અસ્તિત્વમાં હતાં. એમાંનાં કેટલાકની વસ્તી એક જ ભાષા બોલતા, એક જ સંસ્કૃતિવાળા લોકોની હતી. જ્યારે બીજા કેટલાકમાં જુદી જુદી જબાન બોલતી અને જેમની સંસ્કૃતિ પણ ભિન્ન ભિન્ન હોય તેવી પ્રજાઓ હતી. આ રાજ્યો અને સામ્રાજ્યોને આપણે રાષ્ટ્રો નહિ કહી શકીએ. સામંતશાહી તૂટી પડી અને મૂડીવાદનો ઉદય થયો, ત્યારે આ રાજ્યો અને સામ્રાજ્યોમાંથી પ્રજાઓ જન્મી, રાષ્ટ્રો થયાં.

સામંતશાહી જમાનામાં આર્થિક રચના ગામડાંઓ પર જ રચાઇ હતી દરેક ગામડું આર્થિક રીતે લગભગ પોતાના પર જ આધાર રાખતું. એ આર્થિક રચના તૂટી પડી. બજારૂ માલનું ઉત્પાદન શરૂ થયું અને બજારો બંધાયાં, વેપાર શરૂ થયો. ને આખા વિસ્તારોને સાંકળતી નવી આર્થિક વ્યવસ્થા અમલમાં આવી. રાષ્ટ્ર-રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. તેમણે મૂડીવાદના વિકાસને વેગ આપ્યો. બીજી બાજુ, મૂડીવાદનો વિકાસ થતો ગયો તેમ આવાં રાજ્યો પણ વધતાં ગયાં.

આમ મૂડીવાદના વિકાસની સાથેજ પ્રજાઓનાં સ્વતંત્ર રાજ્ય સ્થપાયાં. સૌથી પહેલાં ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, ઈટલી અને જર્મનીનાં આવાં 'એક પ્રજાનાં રાજ્ય' સ્થપાયાં. આ દરેક કિસ્સામાં જનતાનો સમૂહ એક પ્રજા બન્યો. એક જબાન એક જ ઐતિહાસિક અને સાંસ્કૃતિક પ્રણાલિકાઓવાળા જનતાના એકમો રચાયા.

ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને વેલ્સનું એક પ્રજા—રાજ્યમાં—ગ્રેટ-બ્રિટનમાં એકીકરણ થયું. આપણા વિનીત વડવાઓને ગઇ સદીમાં આ વાત ખૂબ ગમી ગઇ. આ એકીકરણ ૧૮૫૦ પછી મૂડીવાદી ક્રાંતિની સૌથી સુલભ પળે થયું હતું. ત્યાર પછી તો આપણા વડવાઓને થયું કે બસ હિંદનું પણ એક જ પ્રજા તરીકે

આમ એકીકરણ કરવું જોઈએ. ત્યારથી તે આજ સુધી ગ્રેટ-બ્રિટનની જેમ આપણા દેશનું એકીકરણ કરવાનો વિચાર આપણને વળગી રહ્યો છે, ને એને પરિણામે કોમી પ્રશ્નના ઉકેલ અને તેની સમજણમાં ઘણો ગોટાળો ઉભો થાય છે.

પ્રજાઓના એકીકરણની આ કહી તે પ્રથા વધુ જાણીતી છે. પણ એ ઉપરાંત પણ એક બીજી પ્રક્રિયા છે જેની દ્વારા સામાન્ય લોકો કે જાતિઓ પ્રજાનું સ્વરૂપ ધારણ કરે છે.

વિકસતા મૂડીવાદનો કાળ શરૂ થયો ત્યારે પૂર્વ યુરોપમાં એક બીજું પ્રજાકીય રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. અહીં સામંતશાહી નાશ પામી અને મૂડીવાદનો ઉદય થયો એ પહેલાં જ ઐતિહાસિક કારણોને લઇને મધ્યસ્થ રાજ્ય સ્થપાયું હતું. "જે નાની જાતિઓ હજુ પ્રજાનું સ્વરૂપ ગ્રહી શકી નહોતી તેમનું એક મિશ્ર રાજ્ય" સ્તાલિને એની આવી વ્યાખ્યા આપી. આવા સામંતશાહી મધ્યસ્થ રાજ્યોના દાખલા ઓસ્ટ્રો-હંગેરિયન સામ્રાજ્ય દ્વારા આપી શકાય.

મૂડીવાદનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ આ મિશ્ર રાજ્યોમાં પણ ફેર પડયો. હવે આ રાજ્યોમાં અનેક પ્રજાઓ વસતી થઈ. આમાં જે પ્રજા સૌથી વધુ વિકસિત થઈ હોય તે મોખરે રહેતી-તેના પ્રભાવ તળે બાકીની ઓછો વિકાસ પામેલી પ્રજા આર્થિક તાબેદારીમાં રહેતી. એનો સૌથી સ્પષ્ટ દાખલો ઝારના રાજ્ય અમલ તળેના રશિયાનો છે. ઝારના સામ્રાજ્યમાં ગ્રેટ રશિયન પ્રજાના મૂડીવાદીઓ શકિતશાળી હતા, અને પરિણામે તેઓ ઓછી વિકસિત પ્રજાઓ જેવી કે યુક્રેનિયન, જ્યોર્જીઅન, લેટ, પોલ, કે ફિન પ્રજાનુ શોષણ કરતા. આ જાતિઓ પણ પ્રજા થવાને રસ્તે પ્રગતિ કરી રહી હતી. પણ તેમના વિકાસને રૂંધવામાં આવતો હતો. આને કારણે દરેક સ્થળે પ્રજાકીય આંદોલન ઊભું થયું અને રશિયામાં પ્રજાઓનો પ્રશ્ન મોખરે આવી ઉભો.

રશિયામાં લોકશાહી તથા સમાજવાદ સ્થાપવા માટે જે આંદોલન ચાલી રહ્યું હતું તેના નેતાઓને માથે આ પ્રજાઓના પ્રશ્નનો ઉકેલ આણવાની ફરજ પડી. અને આ પ્રશ્નનો ઉકેલ રશિયન બોલ્શેવિકોએ જે રીતે કર્યો છે તેમાંથી આપણે ઘણું શીખવાનું છે. તેમણે લોકશાહી સ્થાપવા માટેના આમ-સંગ્રામમાં જુદી જુદી પ્રજાઓની એકતા સાધી છે.

ક્રાન્તિ પૂર્વના રશિયાનો દાખલો આપણને વધુ ઉપયોગી છે. ઝારના સામ્રાજ્યમાં અનેક પ્રજાઓ અને જાતિઓ વસતી હતી. જેમ જેમ મૂડીવાદનો વિકાસ થતો ગયો તેમ તેમ જાતિઓને સ્વભાન થયું; પ્રજાકીય જાગૃતિ સતેજ થઈ. ૧૯૦૮થી ૧૯૧૭નાં વરસોમાં રશિયાનો ઔદ્યોગિક વિકાસ બહુ ઝડપથી થયો.

જે પ્રદેશો સામ્રાજ્યની સીમા પર આવેલા હતા, તેનાં બજારો તથા કાચા માલ પર ગ્રેટ રશિયન પ્રજાના મૂડીવાદીઓએ પોતાનો કબજો બેસાડી દીધો. હવે આ પ્રદેશમાં જેમ બજારો ફાલ્યાં અને વેપાર વિકસ્યા તેમ તેમ એ પ્રદેશમાં જ મૂડીદારો પેદા થયા આ પ્રદેશના મૂડીદારો તથા ગ્રેટ રશિયન મૂડીદારોનાં હિતો વચ્ચે ઘર્ષણ થયું.

સાથે સાથે સમગ્ર રશિયન સામ્રાજ્યના દરેક ભાગમાં એક વિશાળ લોકશાહી જુવાળ ઉભો થવા માંડયો હતો. સીમા પ્રદેશોની તેમજ ગ્રેટ રશિયાની પ્રજા ઝારશાહીનો અંત આણવા માગતી હતી. તેમને જમીનદારીનો નાશ કરી લોકશાહી રાજ્ય સ્થાપવું હતું. કામ કરવાનો દિવસ પણ આઠ કલાકનો હોવો જોઇએ એમ તેઓ માગતા હતા.

આવી પરિસ્થિતિમાં સીમા પ્રદેશમાં એ મૂડીદારોના નેતૃત્વ તળે એક નવું આંદોલન ઉભું થયું. તેમણે આઝાદીનું સૂત્ર ઉપાડી, ઝારના સામ્રાજ્યમાંથી જુદા પડવાનું આંદોલન શરૂ કર્યું. આમ કરીને જુદી જુદી જાતિઓમાં જે પ્રજાકીય જાગૃતિ આવી રહી હતી તેનો ઉપયોગ કરી લેવાની આ મૂડીદારોની ઇચ્છા હતી.

પરંતુ તેમણે તેમની પોતાની પ્રજાને તેના લોકશાહી હકકો માટે રૂસની બાકીની જનતા સાથે એક ધાગે સંગઠિત કરવાનો ઈનકાર કર્યો.

આનું પરિણામ વ્યવહારમાં એ આવ્યું કે ઝારશાહી વિરોધી સમસ્ત રૂસી પ્રજાની એકતા નાશ પામી; રાષ્ટ્રીય આઝાદીના મુખ્ય સંગ્રામથી આ પ્રજાઓ દૂર થવા લાગી; તથા મજદૂરો અને કિસાનોમાં ફૂટ પડવા લાગી. સીમા પ્રાંતમાંના ધનજીવીઓએ સ્વાતંત્ર્ય અને અલગતાવાદનાં જે સૂત્રો આપ્યાં હતાં એથી એ પ્રદેશોની ય આવી પ્રજા માટે ઝારની ધૂંસરીમાંથી મુકિત મેળવવાની પરિસ્થિતિ પેદા ન થઇ; એવી તેમની નેમ પણ ન હતી. તેઓ તો આ સૂત્રો દ્વારા ગ્રેટ રશિયાના પૂંજીપતિઓની સાથે લૂંટનો ભાગ વહેંચવાનો સોદો કરવા માગતા હતા.

જ્યારે બીજી બાજુ, ગ્રેટ રશિયાના પૂંજીપતિઓના રાજકીય પક્ષોએ "રશિયા"એક અને અખંડ" છે એવું સૂત્ર ઉચ્ચાર્યું; અને સાથે સાથે વિકસતા જતા જન–આંદોલનની લોકશાહી માંગો પ્રત્યે પણ ઉપરછલ્લી સહાનુભૂતિ દર્શાવી. "રશિયા એક અને અખંડ છે," આ તેમના સૂત્રનો અર્થ ઝારશાહીને ફેંકી દેવા તમામ પ્રજાકીય આંદોલન એક અને અતૂટ છે એવો ન હતો. તેવી જ રીતે, તેઓ લોકશાહી હકકો પ્રત્યે જે ઉપરછલ્લી સહાનુભૂતિ વ્યકત કરતા હતા તેમાં સીમા પ્રદેશની પ્રજાની આંતરિક રાજકીય સ્વતંત્રતા સુધ્ધાંનો સમાવેશ થતો ન હતો. વાસ્તવમાં તેઓ એમ ઈચ્છતા હતા કે, સીમા પ્રદેશો સહિતના આખા રશિયા પર તેમનું, એટલે કે ગ્રેટ રશિયન પૂંજીપતિઓનું સામ્રાજ્યવાદી પ્રભુત્વ સ્થપાય.

આવી સ્થિતિમાં રશિયાના બોલ્શેવિકોએ પ્રજાઓની આ મહા સમસ્યાનો ઉકેલનો કયો માર્ગ દાખવ્યો ? તેમની નીતિનું હાર્દ આમાં રહેલું છે—ઝારની આપખુદ સત્તા તથા મૂડીવાદનો નાશ કરવા માટેના ક્રાંતિકારી સંગ્રામમાં તમામ પ્રજાઓ તથા જાતિઓની શ્રમજીવી જનતાનો સંયુકત મોરચો ઉભો કરવો. ઝારશાહી–શાહીવાદી એક હથ્થુ તંત્ર સામેના આ સહિયારા સંગ્રામમાં સમસ્ત રશિયાની જનતાને એકત્ર કરતી વખતે બોલ્શેવિકોએ સૌનું સમાન ધ્યેય પણ રજૂ કર્યું હતું. અને તેની સ્પષ્ટ વ્યાખ્યા દોરી હતી. એમણે એવી સ્પષ્ટ જાહેરાત કરી હતી કે "અમે એક એવું લોકશાહી તંત્ર સ્થાપવા માગીએ છીએ જેમાં રશિયાની પ્રત્યેક પ્રજાને જુદા થવાનો અને પોતાનું અલગ રાજ્ય સ્થાપવાનો સંપૂર્ણ અધિકાર હોય." આથી કરીને તો, બોલ્શેવિકોની રાષ્ટ્રીય નીતિનાં બે મુખ્ય સૂત્રો નીચે મુજબ હતાં—

૧. લોકશાહી માટેના ક્રાંતિકારી સંગ્રામ અર્થે તમામ કામદારો, કિસાનો, તથા સામાન્ય આમ જનતાની એકતા.

૨. તમામ પ્રજાઓને સ્વનિર્ણયનો હક્ક; છૂટા થવાના અધિકાર સહિત.

આ રીતે આ બોલ્શેવિકો રશિયાની પ્રજાના મોટા ભાગને ઝારશાહી સામેની લડતમાં એકત્ર કરવા શકિતમાન બન્યા. કેમકે તેમનો પક્ષ કામદારોનો ક્રાંતિકારી પક્ષ હતો, અને તેથી કરીને તેમણે વ્યવહારમાં પોતાની જાતને લોકશાહીના ચુનંદા બંદા તરીકે સિધ્ધ કરી દીધા. તેઓ જમીનદારીની નાબુદી, લોકશાહી પ્રજાતંત્રની સ્થાપના, આઠ કલાકનો કામનો દિવસ વગેરે હક્કોની હિમાયત કરનારા તરીકે પૂરવાર થયા. આ બોલ્શેવિકો પૂંજીપતિઓની અલગતાવાદની હિલચાલને ય ખતમ કરી નાખી શકયા, કેમકે દલિત પ્રજાઓની સમાનતા માટે અને તેમના સ્વનિર્ણયના અધિકાર માટે ઝુંબેશ ચલાવીને તેઓ તેમના સર્વોત્તમ બંદાઓ તરીકે આગળ આવ્યા.

જ્યારે, રશિયાના મજૂર આંદોલનના સુધારાવાદી મેન્શેવિક પક્ષે જે નીતિ અખત્યાર કરી તે આ બંને બાબતમાં સાવ ઉલટી હતી. લોકશાહીની સ્થાપનાના સંગ્રામમાં તેમણે શ્રમજીવીઓને બદલે રશિયાના મૂડીવાદીઓ પર આધાર રાખ્યો; અને ડગલે ને પગલે ક્રાંતિને છેહ દઈ મૂડીવાદી હિતો આગળ નમતું જોખ્યું. બીજું એ કે, તેમણે સ્વનિર્ણયના પ્રજાઓના અધિકારનો ઈન્કાર કર્યો. તેમણે પૂંજીપતિઓનું સૂત્ર જ ઉચ્ચાર્યા કર્યું કે "રશિયા એક અને અખંડ છે." અને એમ કહી તેમણે લઘુમતિ પ્રજાઓને કેવળ સાંસ્કારિક હકકો જ આપવા જણાવ્યું. વ્યવહારમાં તેમની નીતિ ગ્રેટ રશિયન પ્રજા સીમાપ્રદેશની જે બીજી પ્રજાઓ ઉપર વર્ચસ્વ ભોગવતી હતી તેને ટેકો આપનારી બની. તેમની નીતિને કારણે તેઓ સીમા પ્રદેશની પ્રજાઓના આપમતલબી પૂંજીપતિઓના હાથમાં પણ

રમતા હતા. અને પરિણામે તેઓ ઝારશાહી સામેના જનતાના સંયુક્ત સંગ્રામને છિન્ન–ભિન્ન કરી રહ્યા હતા.

સ્વાભાવિક રીતે, રશિયાના શ્રમજીવીઓએ મેન્શેવિકોની આ નીતિને ફેંકી દીધી; અને તેઓ બોલ્શેવિકોનાં સૂત્રો પાછળ સંગઠિત થયા. આજે આપણે એનું શુભ પરિણામ સોવિયેત સંઘ રૂપે જોઈએ છીએ. ૨૦૦ જેટલી પ્રજાઓનો વિરાટ સમૂહ ત્યાં એક દેહ બની જીવે છે. પ્રજાઓની એકતાની મહાન સમસ્યાનો ખરો ઉકેલ આપણને ત્યાં લાધે છે.

# ૫

# આપણા દેશમાં પ્રજાઓની સમસ્યા

હવે આપણે આ સિધ્ધાન્તોને આપણા દેશમાં કોમી સમસ્યાના અત્યારના નવા તબક્કે લાગુ કરીએ. સૌથી પહેલાં જ આપણે એ વાત સ્પષ્ટ સમજી લેવી જોઇએ કે આજે આપણે જે અર્થમાં "રાષ્ટ્ર" શબ્દ વાપરીએ છીએ તે અર્થમાં અશોક કે અકબરના જમાનામાં હિંદ રાષ્ટ્ર હતું જ નહિ. જેમ દરેક દેશમાં બન્યું છે તેમ, આપણે અહીં પણ, મૂડીવાદના વિકાસની સાથોસાથ હિંદમાં પણ રાષ્ટ્રત્વનું ઘડતર શરૂ થાય છે. આ તબક્કો આપણે ત્યાં બ્રિટિશ વિજયના દિવસોથી શરૂ થાય છે. એ વાત સાચી છે કે, બ્રિટનના વિજય પૂર્વે પણ આપણે અહીં કેટલાંક વિશાળ સામંતશાહી–શાહીવાદી રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં હતાં, જેઓ હિંદની ધરતીના મોટા ભાગને આવરીને બેસી ગયાં હતાં. પરંતુ આ રાજ્યો પૂર્વના યુરોપિયન રાજ્યોની જેમ અનેક વિધ પ્રજાઓવાળા રાજ્યો રૂપે વિકાસ ન પામ્યાં. એ તો મૂડીવાદનાં પગરણ થતાંજ અદ્રશ્ય થઈ ગયાં. પરિણામે આપણે ત્યાં રાષ્ટ્રત્વનું ઘડતર બ્રિટિશ રાજ્યની હકુમતની સાથે જ, એટલે કે, બ્રિટિશ શાહીવાદી શોષણ સામેના સંગ્રામની પરિસ્થિતિમાં શરૂ થાય છે.

આપણે જોઇએ કે તે કેવું સ્વરૂપ ધારણ કરે છે.

આપણા ૧૯ મી સદીના અને ૨૦ મી સદીની શરૂઆતના વડવાઓએ એમ માન્યું હતું કે બ્રિટિશ વિજયે હિંદમાં એકતાનો પાયો નાખ્યો છે. અને હવે એક રાષ્ટ્ર તરીકેની પ્રક્રિયા શરૂ થઈ ગઇ છે. આ માટે જો કોઇ પણ વસ્તુની

સૌથી વધુ જરૂર હોય તો તે રાજકીય શિક્ષણ, સામાજિક સુધારાની છે. આમ થાય તો હિંદ સોળ આની એક અને અખંડ રાષ્ટ્ર બને, અને સ્વશાસન માટે લાયક ઠરે. આની સામે એ દિવસોમાં શાહીવાદીઓ અને તેમના પિઠ્ઠુઓ કહેતા કે, હિંદ એક રાષ્ટ્ર નથી; એને સ્વશાસનનો અધિકાર ન હોઈ શકે.

આપણા એ દિવસના વિનીતો કહેતા: "હિંદ એક રાષ્ટ્ર છે જ છે. સ્વશાસન એનો જન્મસિદ્ધ અધિકાર છે." અને આ સૂત્ર ઉપર તો આ દેશના દેશાભિમાની મધ્યમ વર્ગમાં જુવાળ ચઢયો. "હિમાલયથી કન્યાકુમારી : એક રાષ્ટ્ર, એક ભાષા, એક રાજ્ય"—આ સૂત્રો એ રાષ્ટ્રવાદને નૂતન પ્રેરણા પાઇ; રાષ્ટ્રીય આંદોલનને એકરૂપ બનાવ્યું. "માત્ર શાહીવાદીઓ જ કહી શકશે કે હિંદ એક રાષ્ટ્ર નથી," દલીલ ઉપર દલીલ છૂટી.

અને આ દિવસથી, હિંદ એક અને અખંડ રાષ્ટ્ર છે એ ભાવના આપણા રાષ્ટ્રીય આંદોલનમાં વણાઈ જઇને સર્વમાન્ય જેવી બની આજ લગી ચાલતી આવેલી છે.

આ ઉપરાંત, એ દિવસોનું રાષ્ટ્રીય આંદોલન બંગાળ અને મહારાષ્ટ્ર જેવા આગળ વધેલા પ્રાંતોમાં વ્યાપ્યું હતું; ત્યાંની ભાષા હિંદી ભાષાને મળતી હતી; તથા ત્યાંની સંસ્કારિતા વધુ 'હિંદુ' ગણાય તેવી હતી. 'પરિણામે એક રાષ્ટ્ર'ની સાથે "હિંદુ રાષ્ટ્ર" અને "એક રાષ્ટ્ર ભાષા-હિંદી" એવું માનસ પણ ઘડાયું.

આ માનસ હજી આજે પણ આપણી રાષ્ટ્રીય હિલચાલમાં પ્રતિબિંબિત થાય છે. આજે જ્યારે 'અનેક પ્રજાઓ'નું સ્વરૂપ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગ્યું છે, અને પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે ત્યારે પણ, આ પુરાણી માન્યતા હજી ચીટકી રહી છે.

આ જૂનો અને ખોટો ખ્યાલ આપણા રાષ્ટ્રીય આંદોલનમાં સારી પેઠે ચીટકી રહ્યો હોઈ, નવી પરિસ્થિતિ સાથે તે અથડામણમાં આવે છે. આપણી કોમી સમસ્યાના ઉકેલમાં તે મોટામાં મોટી આડખડચણ છે. આવે વખતે માર્કસવાદી શિક્ષણ આપણને વાસ્તવ પરિસ્થિતિની સમજણ આપે છે એટલું જ નહિ પણ સમસ્યાનો ઉકેલ પણ ચીંધે છે. **માર્ક્સ-લેનિનના સિધ્ધાન્તનું જેને જ્ઞાન છે તેવો, આઝાદ અને લોકશાહી હિંદનું ઘડતર કરવા તત્પર બનેલો શ્રમજીવી વર્ગ જોઈ શકે છે કે હિંદના રાષ્ટ્રીય આંદોલનના ઉદરમાં માત્ર એકજ નહિ, પણ અનેક બાળકો શ્વાસ લઈ રહ્યાં છે. બિરાદર સ્તાલિને છેક ૧૯૨૫ માં હિંદ વિષે જે ભવિષ્યવાણી ભાખી હતી તે આ રહી—**

"એ વાતની કલ્પનાય કોણે કરી હતી કે ઝારના રશિયામાં ૫૦ થી વધુ પ્રજાઓ અને ભિન્ન ભાષાઓના સમૂહો વસેલા છે? નવેંબર ક્રાંતિએ તેમની

તમામ શૃંખલાઓને છેદીને અનેક ભુલાઇ ગયેલી જનતા તથા પ્રજાઓને રંગમંચ પર આણી છે; તેમને નવી જિંદગી અને નવા વિકાસનું દાન દીધું છે. **આજ કાલ હિંદુસ્તાનને સૌ એક એકમ રૂપે જ જુવે છે; પરંતુ એ વિષે ભાગ્યેજ કોઇના દિલમાં શંકા હશે કે ત્યાં એકવાર ક્રાંતિકારી આંદોલન શરૂ થતાંજ આજ લગી અજ્ઞાત એવી અનેક પ્રજાઓ પોતપોતાની ભાષા અને વિભિન્ન સંસ્કારિતા સહિત જન્મ લીધા વિના નહિ રહે."**

૧૯૨૫ ની આ આગાહી માર્કસવાદની અનન્ય વેધક દૃષ્ટિનો સચોટ પૂરાવો છે. આજે જ્યારે હિંદ સહિતની આખી દુનિયા મહાન પલટાઓમાંથી પસાર થઈ રહી છે ત્યારે આ આગાહી વધુ ને વધુ વાસ્તવ બની આગળ આવે છે. શાહીવાદ હિંદના વિકાસની આડે ગમે તેટલી ડખલો ઉભી કરે, અને જુદી જુદી પ્રજાઓના 'પિતૃદેશો'ને રાજ્યો અને પ્રાંતોની મનસ્વી સરહદોદ્વારા છિન્ન ભિન્ન કરી નાખ્યા હોવા છતાં, એ 'પિતૃદેશો' આર્થિક અને રાજકીય રીતે ચોક્કસ રાષ્ટ્રો રૂપે વિકસી રહ્યાં છે.

આપણે જોઇએ જ છીએ કે, આ તમામ પ્રદેશો—દા. ત. આંધ્ર, કર્ણાટક, મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબ વગેરે પ્રદેશો પોતપોતાનાં વેપારી મંડળો (ચેંબર ઓફ કોમર્સ )સરજી રહ્યાં છે. આ શું બતાવે છે? આનો અર્થ એ છે કે, દરેક પ્રદેશના સ્થાનિક મૂડીપતિઓ પોતાના પ્રદેશના વેપાર પર પોતાનો અધિક અધિકાર જમાવવા માગે છે. આ ઉપરાંત, આ એકે એક પ્રદેશમાં ભાષા, સંસ્કારિતા અને સાહિત્યનો વિકાસ પણ થઈ રહ્યો છે. એટલું જ નહિ પણ, કેટલાક પ્રદેશોમાં તો એવુંય બન્યું છે કે, જ્યાં એક પ્રજાને જુદા જુદા પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવી છે, ત્યાં તેમના એકીકરણની લોકશાહી માંગ પણ આગળ ધરવામાં આવે છે; જેમકે સંયુકત કર્ણાટક; સંયુક્ત મહારાષ્ટ્ર; એથી ઉલટું આંધ્રમાં જે જુદી જુદી પ્રજાઓ વસે છે, તેઓ પોતાની પુનર્વ્યવસ્થા માગે છે. અને જો આપણે પાકિસ્તાનની માંગમાં રહેલું પ્રગતિશીલ તત્વ નિહાળીએ તો જણાશે કે એ માંગનો અર્થ એટલો જ થાય છે કે, જ્યાં મુસ્લિમો મોટી બહુમતિમાં છે તેવા પંજાબ, સરહદ પ્રાંત, સિંધ, બલુચિસ્તાન, તથા પૂર્વ બંગાળમાં તેમને તેમનું ભાવિ સર્જવાનો, જુદા થવાના હક્ક સહિતનો સ્વનિર્ણયનો અધિકાર આપવો.

આ ઉપર જણાવ્યો તે નૂતન વિકાસ આજના આપણા જમાનાની કોમી અને રાષ્ટ્રીય સમસ્યાને નવું સ્વરૂપ આપે છે. એથી કરીને જ તો, આ તમામ પ્રજાઓને એકત્ર કરવાનો સવાલ આપણી રાષ્ટ્રીય અને કોમી એકતાનો સવાલ બની જાય છે. એટલું જ નહિ પણ ફાસિસ્ટોથી આપણા દેશની રક્ષા કરવાના, અને પરદેશી હકુમતના હાથમાંથી આઝાદી હાંસલ કરવાના સવાલ સાથે તે ભળી ગયેલ છે.

## ૬

# સ્વનિર્ણયના અધિકારનો અમલ

**અમારી પાર્ટીએ કોમી સમસ્યાના ઉકેલની દિશામાં જે પ્રથમ** વાત આગળ ધરી છે તે એ છે કે આજે આપણા દેશને જપાની ફાસિવાદના હલ્લામાંથી બચાવવા માટે અને રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવા માટે આપણા દેશની જનતાની ક્રાંતિકારી એકતાની અત્યંત અગત્ય છે. અમારી પોતાની નજર સમક્ષ એ વાત સ્પષ્ટ છે કે, કોઈ પણ પ્રજા જયાં સુધી તમામ શાહીવાદી અને સામંતશાહી બેડીઓને ફગાવી ન દે, જ્યાં સુધી ફાસિવાદને પોતાની સરહદો પરથી મારી હઠાવી ખતમ ન કરે ત્યાં લગી તે આઝાદ બની શકનાર નથી; એનો સ્વતંત્ર વિકાસ શકય નથી.

**અમે જનતાને એ વાત સમજાવીએ છીએ.—**

૧. પ્રજાઓની સમસ્યાનો સાચો અને આખરી ઉકેલ તો સમાજવાદી સમાજમાં જ શકય છે, કે જ્યારે મૂડીવાદનાં ભંગાણવાદી તત્વોનો નાશ થયો હશે.

૨. પરંતુ એનો અર્થ એમ નથી કે મૂડીવાદી સમાજમાં એનો થોડો ઘણો ઉકેલ પણ શકય નથી. એવો ઉકેલ શકય છે. પણ તે ય માત્ર સંપૂર્ણ પ્રજાતંત્ર નીચે જ.

સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટીએ ૧૯૧૭ માં આ સમસ્યાના ઉકેલ માટે સંપૂર્ણ લોકતંત્રની સિદ્ધિ અર્થે ઉદામ લોકશાહી ક્રાંતિનો કાર્યક્રમ આગળ ધર્યો હતો.

આપણા દેશમાં પણ પાકિસ્તાનની સમસ્યાના ઉકેલને નામે વિનીતો અને મૂડીવાદી–સુધારકો જે બંધારણીય અને વહીવટી યોજનાઓની દૃષ્ટિએ જ વિચાર કરે છે, તેના કરતાં અમારી નીતિ આ રીતે જુદી તરી આવે છે. બંધારણવાદના અને ભૌગોલિક મર્યાદાઓના સકંજામાં જ સપડાઈ મરવું એનો અર્થ એ છે કે, ક્રાંતિકારી માર્ગને ત્યજી દઈ સુધારાવાદમાં ઘસડાઈ જવું. આજે આપણી સામે સવાલ નકશાઓ અને ભૌગોલિક સરહદો તૈયાર કરવાનો નથી. બ્રિટિશ ધૂંસરી નીચે હિંદના ભાગો પાડવાનો નથી, પણ રાષ્ટ્રીય સરકાર સર કરવા માટે, ફાસિવાદ સામેના સહિયારા સંગ્રામમાં વિજયી બનવા માટે, તથા તમામની સહિયારી આઝાદી હાંસલ કરવા માટે આ દેશના તમામ વિભાગોની સક્રિય ક્રાંતિકારી એકતા સ્થાપવાનો છે. આ એકજ માર્ગે, આટલુ કર્યા પછી જ, તમામ શાહીવાદી–સામંતશાહી બેડીઓમાંથી મુકત બનેલી જનતા લોકશાહી રીતે પોતાની ભૌગોલિક સરહદો નક્કી કરવા સમર્થ બનશે.

અમારી પાર્ટીના પાકિસ્તાન ઉપરના ઠરાવના પહેલા ફકરામાં આ વાત પર ભાર મૂકવામાં આવ્યો છે. અમે ત્યાં એ વાત સાફ કરી છે કે, અમારી નીતિનો પાયો રાષ્ટ્રીય આંદોલનમાં પ્રથમ હરોળ સમી આમ–જનતાની એકતામાં રહેલો છે.

કેવળ તાર્કિક સિદ્ધાંત–ચર્ચા ઉપર નહિ પણ નક્કર વાસ્તવિક વિકાસને નજરમાં લઇ આપણે ઉકેલ શોધવો રહ્યો. એટલે કે, પ્રજાઓ અને રાષ્ટ્ર તરીકેની તમન્નાને આપણે આજે છે તે સ્વરૂપે, તેના અસ્તિત્વનો સ્વીકાર કરી આગળ ચાલવું જોઈએ. આ દ્રષ્ટિએ આપણી સામે બધા સવાલનો મુખ્ય સવાલ એ **છે કે અત્યારની વિવિધ પ્રજાઓની રાષ્ટ્રીય તમન્નાને આપણે અખિલ હિંદની આઝાદીની લડતમાં કેવી રીતે એકરૂપ બનાવી શકીએ ? આ વિવિધ પ્રજાઓની રાષ્ટ્રીય તમન્ના ઉપર આપણે કેવી રીતે હિંદની રાષ્ટ્રીય જાગ્રતિની મહોર મારી શકીએ ?**

આ માટે આપણે જુદી જુદી પ્રજાઓની જનતા ઉપરના અત્યાચારોને વર્તમાન અને ઐતિહાસિક સ્વરૂપે ઓળખવાં પડશે, આપણી સમસ્ત જનતા પર ફાસિવાદી હલ્લાનો જ ભય ઝઝૂમે છે તેનો ખ્યાલ કરવો પડશે. આપણા રાષ્ટ્રીય આંદોલને આપણી તમામ જનતા સમક્ષ એ વાત રજૂ કરવી જોઈએ કે, આ શાહીવાદી–સામંતશાહી દમનમાંથી છૂટવાથી અને રાષ્ટ્રીય સરકાર હાંસલ કરવાથી તથા ફાસિવાદને ખતમ કરવાથી તેમને પોતાને કેવા ભવ્ય લાભો થશે. આવું નક્કર અને વાસ્તવિક ચિત્ર જો આપણે દોરી બતાવીએ તો જ આપણે તેમને સંયુક્ત અને સક્રિય મોરચા માટે પ્રેરણા પાઇ શકીએ.

તમામ પ્રજાઓનો આવો સંયુક્ત રાષ્ટ્રીય મોરચો ખડો કરવો એ આપણું કર્તવ્ય છે.

**મુસ્લિમ પ્રજાઓ સહિત તમામ પ્રજાઓને જુદા પડવાનો અધિકાર સમેતનો સ્વનિર્ણયનો હક્ક આપીને આપણે જરૂર રાષ્ટ્રીય એકતાના હાર્દરૂપ ક્રાંતિકારી હિંદુ–મુસ્લિમ એકતા સરજી શકીશું.**

આપણા દેશમાં મુખ્ય દેશવ્યાપી દમન જો કોઇ હોય તો તે શાહીવાદી દમન છે. પરંતુ રાષ્ટ્રીય આંદોલનની અંદર જુદી જુદી પ્રજાઓનો અસમાન વિકાસ થયો હોઈને, કેટલાક ભાગીદારો વિકસ્યા છે, વધુ શકિતમાન છે, જ્યારે બીજા કેટલાક ઓછા વિકસવાને કારણે નિર્બળ રહ્યા છે. આથી કરીને રાષ્ટ્રીય આંદોલનની અંદરના આ વિભાગો વચ્ચે પણ એક પ્રકારનો અવિશ્વાસ જન્મ્યો છે; પોતે હમેશાં દબાયેલા અને પછાત રહી જવાની શંકા અને વહેમદષ્ટિ જન્મી છે.

મુસ્લિમ જનતાના દિલમાં એવી ભીતિ પેઠી છે કે અમને આ બહુમતિવાળું "હિંદુ હિંદ" દબાવેલા જ રાખશે, અને અમારૂં શોષણ કરશે. આ વહેમ

અને ભીતિને માટે કાંઈ કારણ છે ખરૂં ? આનો જવાબ શોધવા આપણે કોના મનમાં કેવા વિચારો છે, કોની કેવી દાનત છે, વગેરે પ્રકારના તર્કો કરવામાં ઉતરી ન જતાં બાહ્ય પરિસ્થિતિ પર જ લક્ષ આપવું જોઇએ. હિંદ આઝાદ થયા પછી પણ એવું બનવું કાંઇ અશકય નથી કે એક વધુ વિકસિત સશકત પ્રજા બીજી અલ્પવિકસિત અશકત પ્રજાને મુંગળાવવા પ્રયત્ન કરે. આ દેશમાં મૂડીવાદનો જે અસમાન વિકાસ થયો છે તે લક્ષમાં લેતાં આ ભીતિ અશકય નથી. કોંગ્રેસ પ્રધાન મંડળના તબક્કામાં આપણે આનાં જંતુઓ જોયાં હતાં. આથી જ તો અમે આ ભીતિ તરફ ઉપેક્ષા કરવાનું સ્વીકારી શકતા નથી.

ત્યારે શું આનો કોઇ માર્ગ નથી ? છે; જરૂર છે...આપણે એવા પ્રકારની પરિસ્થિતિ ઉભી કરીએ કે જેને પ્રતાપે આજની આ અસમાનતા એકબીજાના શોષણનું હથિયાર ન બને પણ, પછાત જનતાના વિકાસમાં તેનો ઉપયોગ થાય. આજની આ અસમાનતા ફાસિવાદ અને શાહીવાદ સામેના સંગ્રામમાં એકત્ર થવા સામે આડખીલી ન બનવી જોઇએ. મૂડીવાદ તો આજની અસામનતાનો વિખવાદ ચાલુ રાખવા ઉપયોગ કરે છે. પરંતુ શ્રમજીવી વર્ગ (દા. ત. સોવિયેત રશિયામાં) વધુ વિકસિત પ્રજાઓની શકિતનો ઉપયોગ પછાત પ્રજાઓને આગળ લાવવા માટે, તેમને ખુદ વિકસિત પ્રજાઓના ધોરણ પર જલદી આણવા માટે કરે છે.

**આ દષ્ટિએ વિચાર કરતાં આપણને જણાશે કે સ્વનિર્ણયના અધિકારની માંગ તદ્દન ન્યાયી છે, તમામ પ્રજાઓના કલ્યાણમાં છે. આ માંગણીનું હાર્દ જોઈએ તો એ છે કે—તમામ કચડાયેલી પ્રજાઓ સમાન બનો; સ્વતંત્ર અને સ્વાધીન બનો.**

આવા આ ન્યાયી હક્કનો ઈનકાર કરવો એનો અર્થ એ કે રાષ્ટ્રીય અસમાનતા અને દમનને જેમનાં તેમ ચાલવા દેવાં.

**આપણા કોંગ્રેસી દેશભક્ત** કે જેની સામે ગૌરવ ભર્યો ભવ્ય રાષ્ટ્રીય આંદોલનનો ભૂતકાળ ખડો છે, અને જેણે એમાંથી જ ઘડાયેલ હિંદી જનતાની એકતાનું દર્શન કર્યું છે એણે એ વાત સમજવી જરૂરી છે કે સ્વનિર્ણયના સિધ્ધાંતના પાયા પર ઘડાનાર એકતા હજી વધુ ભવ્ય અને મહાન હશે. એણે એ પણ સમજવાનું રહે છે કે આ માર્ગે કેવી રીતે આપણે ક્રાંતિકારી એકતા સરજીને રાષ્ટ્રીય સરકાર પ્રાપ્ત કરી શકીશું; અને એકવાર આપણે એકકાય બની આ દેશની રક્ષા કરીએ તો એ સહિયારા સંગ્રામનો અનુભવ પોતે જ કેવી રીતે એકતાની ઈમારતમાં સિમેન્ટનું કામ આપશે; એકવાર પરસ્પરનાં અવિશ્વાસ અને આશંકાઓ દૂર થતાં સ્વાધીન હિંદી સંઘમાં કેવી રીતે તમામ પ્રજાઓ આપમેળે પોતાનો સાથ સહકાર આપવા લાગશે; અને એકવાર એક બીજા પર હકુમત ચલાવવાનો ભય નાબુદ થતાં આઝાદી હાંસલ કરવાની તથા હાંસલ કર્યા પછી

તેને જાળવી રાખવાની તમન્ના પોતેજ કેવી જબરજસ્ત એકતાની તાકાત બની ઉભી રહેશે.

આપણે આપણા કોંગ્રેસી દેશભક્ત સામે અનેક પ્રજાઓવાળા હિંદનું ચિત્ર રજૂ કરી, હિંદી એકતાની સમસ્યા વધુ ઉચ્ચ તથા કાયમી ધોરણે કેવી રીતે ઉકેલી શકાય તેનો ખ્યાલ આપવો જોઇએ. આપણે એમને ગળે એ વાત ઉતારવી જોઈએ કે, **અમે કમ્યુનિસ્ટો ભંગાણવાદીઓ નથી, પણ એકતા સાધકો છીએ. અમારો ઉકેલ વધુ ઉચ્ચ કક્ષાની એકતા સર્જશે—ભારત વર્ષના ઈતિહાસમાં કદી નહિ જોયેલ એવી ભવ્ય એકતાનું સર્જન કરશે.**

કોંગ્રેસજને એ વાત યાદ કરવી જોઇએ કે ખુદ કોંગ્રેસની કારોબારી સમિતિએ ૧૯૪૨ ના માર્ચમાં દિલ્હી ખાતે એક ઠરાવ દ્વારા એ વાત સ્વીકારી હતી કે હિંદની 'એકતા'ની ભીતરમાં પણ 'વિવિધતા' છે; અને તેણે જાહેર કર્યું હતું કે, કોઇ પણ પ્રાદેશિક ઘટકને હિંદી સંઘમાં તેની ઇચ્છા વિરૂદ્ધ જોડાવાની ફરજ પાડવામાં નહિ આવે. આ ઉપરાંત આપણે તેને એ પણ બતાવી શકીએ કે, કોંગ્રેસે પોતે જ ભાષાવાર પ્રાંતોની વહેંચણી તો કરેલી જ છે. અને સ્વ. ટાગોરનું પેલું મહાન ગીત—"જનગણ મન અધિનાયક"—પણ એ જ વાત બતાવે છે કે કોંગ્રેસી દેશભકતોના મનમાં આપણા દેશનું અનેક પ્રજાઓ—ભિન્ન ભાષાઓ અને સંસ્કારિતાઓવાળું સ્વરૂપ છેક અપરિચિત ન હતું.

આ રીતે, જો કોંગ્રેસજનોને ગળે એ વાત ઉતરે કે સ્વનિર્ણયનો હક્ક સ્વીકારવાથી ક્રાંતિકારી નવી એકતા બંધાય છે તો જ, હિંદુ-તરફી પ્રત્યાઘાતીઓ "અખંડ હિંદુસ્તાન"ને નામે હિંદુ મુસ્લિમો વચ્ચે જે અંટસની આગ જલાવી રાષ્ટ્રીય દમન અને અસમાનતાને ટેકો આપી રહ્યા છે તેમને અળગા કરી શકીશું.

હિંદુસભાનું "અખંડ હિંદુસ્તાન"નું સૂત્ર હિંદને અખંડ રાખનારૂં નહિ, પણ ખંડ ખંડ કરી નાખનારૂં છે.

●

મુસ્લિમ લીગે એની પાકિસ્તાનની માંગ ૧૯૪૦ ના માર્ચમાં આગળ ધરી. એ દિવસોમાં કોંગ્રેસે શાહીવાદ પાસેથી સત્તા લેવાના હથિયાર તરીકે 'અસહકાર'નું પગલું ભર્યું હતું. બીજી બાજુ, લીગે પણ બરાબર એવી રીતે, મુસ્લિમ જનતાની યુદ્ધ વિરોધી અને શાહીવાદ વિરોધી લાગણીનો અનુભવ કરી સત્તામાં હિસ્સો મેળવવાની દૃષ્ટિએ કોંગ્રેસના જેવું જ સૂત્ર આગળ ધર્યું. કોંગ્રેસે જાહેર કર્યું હતું: "અમને સ્વતંત્રતા આપશો તો અમે યુદ્ધને ટેકો આપીશું." લીગે જાહેર કર્યું: "જો અમને પાકિસ્તાન આપો તો અમે યુદ્ધને ટેકો આપીશું."

પરંતુ પાકિસ્તાનના આ સૂત્રમાં આથી ઘણું વધારે રહસ્ય સમાયેલું છે. એ રહસ્યનું મૂળ આ નવા તબક્કા દરમિયાન મુસ્લિમ પ્રજાઓમાં નવી રાજકીય

જાગ્રતિને કારણે જે નવું જીવન તથા પ્રજા તરીકેની ભાવના જાગી છે તેની અંદર જો કે અસ્પષ્ટ સ્વરૂપે, જોવા મળે છે. મુસ્લિમ પ્રજાઓની અંદર જાગેલી આ તમન્નાને કારણે જ તો "પાકિસ્તાન" તથા "પિતૃદેશ"નાં સૂત્રો તેમને અસર કરી શકયાં. એથી જ તો એ સૂત્રો વધુ ને વધુ મુસ્લિમ જનતાને દિન-બ-દિન વધુ ને વધુ મક્કમ રીતે પકડી રાખે છે. મુસ્લિમ જનતામાં મુસ્લિમ લીગની અસર વેગપૂર્વક વિકસી રહી છે, એનો આ જ અર્થ છે.

૧૯૪૦ ના એ દિનથી આજ સુધી એ અસર સતત રીતે વધતી જ ચાલી છે; પાકિસ્તાનનું સૂત્ર મુસ્લિમ અવામમાં વધુ ને વધુ ઊંડું ઊતરતું ગયું છે.

'પાકિસ્તાન'ના સૂત્રનું મૂલ્યાંકન આ રીતે કરવું જોઇએ. પાકિસ્તાનની માંગમાં રહેલ લોકશાહી તત્ત્વ—મુસ્લિમ પ્રજાઓના સ્વનિર્ણયના અધિકારનું તત્વ ભૂલી જવું એટલે વાસ્તવતા પ્રત્યે આંખો બંધ કરવી. આવો અંધાપો આપણને સૌને સત્યાનાશ ભણી ઘસડી જશે.

મુસ્લિમ અવામ પાસે આપણી આ સ્વનિર્ણયની નીતિ રજૂ કરતાં આપણે તેમની રાષ્ટ્રીય જાગ્રતિનો ખ્યાલ રાખવો જોઇએ. **આપણે પ્રત્યેક મુસ્લિમને સમજાવવું જોઈશે કે એની પાકિસ્તાનની માંગની અંદર જે તત્ત્વ છે તે તો તેની દેશાભિમાની રાષ્ટ્રીય જાગ્રતિ-રાષ્ટ્ર પ્રત્યેનો પ્રેમ છે.** એ પ્રેમ જ પ્રત્યેક મુસ્લિમ પ્રજાને તેના વતન સાથે બાંધી રાખે છે. આપણે પ્રત્યેક રાષ્ટ્રવાદી મુસ્લિમ સામે એના 'પૂર્વજોના પિતૃપ્રદેશ'માં અન્ય સાથી રાષ્ટ્રભકતો વચ્ચે એ કેવું આઝાદ જીવન જીવશે તેનું ચિત્ર ખડું કરવું જોઇએ.

મુસ્લિમ અવામને આજે આની સાચી જરૂર છે; એ જ તો એમની તમન્ના છે. એ માન્ય કરીને આપણે તેમને હિંદુ ભાંડુઓ સાથે ખભેખભો લગાવીને રાષ્ટ્રીય સરકાર, દેશરક્ષા અને આઝાદી માટેના સાહિયારા સંગ્રામમાં સાથ આપવા પ્રેરણા પાઈ શકીશું; ઉત્સાહિત કરી શકીશું. હિંદની આઝાદી પ્રાપ્ત કરવા માટે અને પ્રાપ્ત કરી તેની રક્ષા કરવા માટે હિંદુમુસ્લિમ એકતા ઘડવાનો આ એકમાત્ર માર્ગ છે. ભંગાણખોર સૂત્રો અને તત્ત્વોથી બચાવી લઈ તેમને જીતી લેવાનો આ એકજ રાહ છે.

મુસ્લિમ જનતામાં પાકિસ્તાનની તમન્ના જાગી છે, એમ કહીએ છીએ તેનો અર્થ જ આ છે. તેનો ધાર્મિક અર્થ છે જ નહિ. જ્યાં લગી તેમના લોકશાહી હક્કનો સ્વીકાર નથી થયો ત્યાં લગી તેઓ પાકિસ્તાનને ધાર્મિક દૃષ્ટિએ વળગી રહેશે.

**પરંતુ મુસ્લિમ પ્રજાઓના આ આત્મનિર્ણયના અધિકારને જગત-ઇસ્લામવાદ સાથે સંબંધ નથી.** 'પાન-ઇસ્લામ' અને 'પાન-સ્લાવ'ના સિદ્ધાંતો ઉપર સોવિયેત રશિયામાં યુદ્ધ પછીના દિવસોમાં સારી પેઠે ચર્ચા થઈ હતી. એ દિવસોમાં બોલ્શેવિકોએ એ વાત સાફ કરી બતાવી હતી કે પ્રત્યાઘાતીઓ

એ સૂત્રોને કેવી રીતે સમાજવાદ માટે ઝૂઝતી જનતાની એકતામાં ફાચર મારવા માટે ઉપયોગ કરી રહ્યા છે.

પરંતુ હિંદમાં 'જગત-ઇસ્લામ'ની લાગણી બીજી રીતે વ્યાપી હતી. મધ્યપૂર્વ તથા મધ્ય એશિયાની જે મુસ્લિમ પ્રજાઓ શાહીવાદ સામે તેમની પોતાની આઝાદી માટે લડતી હતી, તે મુસ્લિમ ભાંડુઓ સાથેની બંધુ ભાવનામાંથી અહીંના મુસ્લિમોમાં એક પ્રકારની શાહીવાદ વિરોધી ભાવના વધુ જાગ્રત બની હતી. પરંતુ **આ 'જગત-ઈસ્લામવાદ' કાંઈ હિંદના મુસ્લિમોના સ્વનિર્ણયના અધિકારનો પાયો ન બની શકે.** 'દુનિયાના મુસ્લિમોની એકતા'ના ધોરણ પર તેઓ કાંઇ સ્વનિર્ણયના અધિકારનો જંગ નહિ ખેલી શકે. એમ કરવા જતાં તો, તેમનો એ 'જગત-ઇસ્લામવાદ' હિંદના મુસ્લિમોને આઝાદીના સહિયારા જંગ માટે અન્ય હિંદી પ્રજા સાથે વધુ એકત્ર કરવાને બદલે ઉલટો તેમનામાં વિખવાદ પાડશે.

એ વાત વિસરી ન જવી જોઈએ કે, 'જગત-ઈસ્લામ'ની લાગણી હિંદી રાજકારણમાં બહુ ઉંડે ઉતરી શકી નથી. મહાન મુસ્લિમ કવિ **ડૉ. મહમદ** ઇકબાલે ૧૯૩૧માં પાકિસ્તાનનો આદેશ રજુ કર્યો, ત્યારે તેમણે કાંઇ 'જગત-ઇસ્લામ'ના ધોરણ પર તેની રચના કરી ન હતી. એ મહાકવિએ એના એ વિચારને હિંદી રાષ્ટ્રભકિતના તખ્તા પર જ આકાર આપ્યો હતો.

> **"મને પોતાને મુસ્લિમ માનસનો જેટલો પરિચય થયો છે તે ઉપરથી હું ચોક્કસ એમ કહી શકું છું કે, જો એકવાર એ પ્રકારના સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવે કે હિંદી મુસ્લિમોને તેમના વતનોમાં તેમની પોતાની સંસ્કારિતા અને પ્રણાલિકાનો વિકાસ કરવાનો પૂરો અધિકાર છે; અને જો આ ધોરણે કાયમી સમાધાન થઈ જાય તો હિંદની આઝાદી માટે બધું હોમી દેતાં તેઓ પાછા નહિ પડે."**
>
> (૧૯૩૧ : મુસ્લિમ લીગના અધિવેશનમાં પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન)

જનાબ જિન્નાએ પાકિસ્તાન-રાજ્યની જ્યારે જ્યારે સમજુતિ આપી છે ત્યારે ત્યારે દુનિયાના અન્ય સ્વતંત્ર લોકશાહી રાજ્યોની જેમજ તેને ઓળખાવ્યું છે; કોઈ ધાર્મિક રાજ્ય યા 'હકુમતે-ઇલાહિયા' તરીકે નહિ જ. એકતાના દુશ્મનોજ પાકિસ્તાન અને 'જગત-ઇસ્લામવાદ'ને એક કરે છે. અને પછી 'મુસ્લિમ લીગના દેશભકતોને દિલ હિંદની કશી વફાદારી નથી, પણ બહારના પ્રદેશોની વફાદારી વસેલી છે' કહી આક્ષેપો કરે છે. જ્યારે સાચી રીતે જોતાં, 'પાકિસ્તાન'ની માંગણીની પાછળ નવ-જાગ્રત મુસ્લિમ પ્રજાઓના દિલમાં જાગેલી લોકશાહી તમન્ના, આઝાદી અને સ્વનિર્ણયના અધિકારની તમન્ના **રહેલી** છે. **'જગત-ઇસ્લામ'** સાથે તેને કશો સંબંધ નથી.

એ વાત ખૂબ ભારપૂર્વક રજુ કરવી જરૂરી છે કે કેટલાક નેતાઓની જેમ અમારી પાર્ટી એમ નથી કહેતી કે, 'પાકિસ્તાન' અનિષ્ટ છે, એ વિશે શંકા નથી. પરંતુ કોમી એકતા નહિ સધાય તો પરિણામ એથી યે ભૂંડું આવશે. માટે 'નાના અનિષ્ટ' તરીકે સ્વીકારી લો."

આ ઉકેલ મુખ્યત્વે મૂડીવાદી-સુધારાવાદી ઉકેલ છે. એ કલ્પનાના મૂળમાંજ 'નેતાઓ વચ્ચે એકતા થઇ જાય એટલે પત્યું' એવી સમજણ રહેલી છે. આખી જનતાની આઝાદી માટેના આંદોલનમાંથી અમુક કક્ષાએ પેદા થનારી મક્કમ એકતાની એમાં કલ્પના જ નથી. ન્યાયી અને લોકશાહી હક્ક આપીને તેના પાયા ઉપર હિંદુ મુસ્લિમ જનતાની એકતા સાધવાની કલ્પના એમાં છે જ નહિ.

આ ઉકેલ તો મૂડીવાદી ઉકેલ છે. એકતા માટે બંને પક્ષના મુખ્ય નેતાઓની કેવળ શુભ-લાગણી ઉપર જ તે મુખ્યત્વે આધાર રાખે છે. આમાંથી તો હતાશા ને નિરાશા જન્મે છે. તથા 'આ કે તે નેતા તો હઠીલો છે' એવી લાગણી વ્યાપે છે.

**અમારી પાર્ટી કહે છેઃ સ્વનિર્ણયનો અધિકાર જરાય અનિષ્ટ નથી. એ તો ન્યાયી હક્ક છે**, એથી જ તો અમે એમ નથી કહેતા કે, 'લીગ નેતાઓ માગે તે આપી દો-ભલે પછી હિંદના ભાગલા પડતા.'

**ઊલટું, અમે તો એમ કહીએ છીએ કે—**

> "મુસ્લિમ પ્રજાઓનો ન્યાયી ને લોકશાહી હક્ક માન્ય કરો; અને હિંદુ તથા મુસ્લિમ અવામ વચ્ચે અતૂટ એકતા સર્જો; આવી એકતા રાષ્ટ્રીય સરકાર હાંસલ કરશે; આવી એકતા આપણી સહિયારી ધરતીનું જપાની આક્રમણકારો સામે રક્ષણ કરશે."

આ હક્કને પરિણામે હિંદમાં કદી ન હતી તેવી મહાન અને ગૌરવભરી એકતા સર્જાશે. આવી રાષ્ટ્રીય એકતા એટલી જબરજસ્ત લોક-તાકાતનો ધોધ વહાવશે કે કોન્ગ્રેસ-ખિલાફત એકતાના ૧૯૨૦-૨૧ ના મહાન વરસો ફરી તાજા થશે. આ તાકાતને પરિણામે જે આઝાદ હિંદનું સર્જન થશે તેમાં તમામ સામંતશાહી-શાહીવાદી હિતોની અસરો નાબુદ થઇ ચૂકી હશે; તેમાં શ્રેષ્ઠ પ્રકારની લોકશાહી પ્રવર્તતી હશે; અને તેના દરેક પ્રજા રાજ્યમાં જનતાનું પોતાનુ રાજ્ય હશે. જનતા મોખરે હશે. **આવી પરિસ્થિતિમાં આઝાદ હિંદી સંઘમાં સામેલ થયેલ પ્રત્યેક પ્રજા-રાજ્યનું હિત એકબીજાથી વિરોધી નહિ, પણ સમાન હશે. એકબીજાને વળગી રહેવામાં સૌને પોતાનું હિત દેખાશે; અને જુદા પડવામાં વિનાશ જણાશે.**

સ્વનિર્ણયના અધિકારનો ઈનકાર કરવો એટલે આઝાદ હિંદમાં પ્રત્યેક પ્રજાની સમાનતા અને આઝાદીનો ઈનકાર કરવો. એનો અર્થ એ કે, વધુ વિકસિત

અને શકિતશાળી પ્રજા અલ્પ-વિકસિત અને નિર્બળ પ્રજા પર સત્તા ભોગવે. એટલે કે આપણે સૌ ભેગા થઇ જે આઝાદીનો અધિકાર બ્રિટિશ પાસેથી માગીએ છીએ, અને જેની પ્રાપ્તિ માટે આપણે સૌએ એકત્ર થઇ ઝૂઝવાનું છે–તે આઝાદી જ આપણી તમામ પ્રજાઓને આપવાનો આપણે જ ઇનકાર કરીએ છીએ !

આમ, સ્વનિર્ણયના હક્કનો ઈનકાર કરીને આપણે હિંદને ખંડિત અને છિન્ન ભિન્ન કરી નાખીશું. પરસ્પર અવિશ્વાસ તથા શંકા જન્માવીશું અને ભંગાણવાદીઓના હાથમાં રમીશું; એટલું જ નહિ, પણ, કોન્ગ્રેસ અને લીગ વચ્ચેનો વિખવાદ, આજ લગી જેને આપણે સૌએ જીવ સટોસટનું ગણીને જાળવ્યું છે ને વહાલું ગણ્યું છે તે સર્વસ્વનું સત્યાનાશ કર્યા વિના નહિ રહે; અને આપણા જીવનની અત્યંત કટોકટીની નાજુક પળે પણ આપણા દેશની એ બે મહાન સંસ્થાઓ વચ્ચે અંતરાય ને વિખવાદ ભરી રહેશે !

શું કોન્ગ્રેસ–લીગ વચ્ચેની ફૂટથી દેશનું ભલું થશે ? શું એમેરી આપણી ગરદન પર બેઠેલો રહે, ને આપણી પ્રજા જપાની હલ્લાખોરો આગળ નીચી મૂંડીએ અસહાય બની ઊભી રહે એથી દેશનું ભલું થશે ?

સ્વનિર્ણયના અધિકારોનો ઇનકાર શું આપણને હિંદની આઝાદી તરફ લઈ જશે ? અને જો આઝાદી તરફ ન લઇ જાય તો જેને આપણે 'એકતા' કહીશુ તે કેવી હશે ? 'ગુલામોની એકતા' કે બીજું કાંઈ ? આઝાદ હિંદી સંઘમાં કોઈ પણ પ્રજાને બળજબરીથી બાંધી રાખવાથી શું એ આઝાદ હિંદી સંઘ પણ વધુ મજબૂત બનશે ? શું એથી આપણે નવી કમાવેલી આઝાદીનું વધુ સારી રીતે રક્ષણ કરી શકશું ?

પ્રત્યેક કોન્ગ્રેસી દેશભકતે એ વાત સમજી લેવી જ રહી કે સ્વનિર્ણયનો હક્ક તો હિંદી પ્રજાઓની વધુ વિશાળ એકતા તથા આઝાદી તરફ લઈ જાય છે.એનો ઈનકાર જ અનિષ્ટ પરિણામો સરજે છે.

આજે સોવિયેત સંઘ આપણને આનું ઉમદા ઉદાહરણ પૂરૂં પાડે છે. ત્યાં તમામ પ્રજાઓ સ્વતંત્ર છે; સમાન ધોરણે સ્વેચ્છાએ એક સંઘમાં જોડાઇ છે; પરિણામ આજે સૌ કોઇ જોઈ શકે છે.

**મુસ્લિમ દેશભકતોને અમે કહીએ છીએ—**

સ્વનિર્ણયના અધિકારનો સ્વીકાર–એનો અર્થ એ કે, તમામ મુસ્લિમ પ્રજાઓની તેમના વતનો પ્રત્યેની દેશાભિમાની જાગ્રતિનો સ્વીકાર. આ અધિકાર પ્રત્યેક પ્રજાને આઝાદ હિંદી સંઘમાંના તેના પોતાના વતનમાં તેનું નસીબ જાતે ઘડવાનો, તેનું રાજકીય અને આર્થિક જીવન જાતે ઘડવાનો હક્ક બક્ષે છે. આઝાદ હિંદમાં પઠાણોને તેમનું પોતાનું રાજય હશે. તેમને આઝાદ હિંદી સંઘમાંથી છૂટા થવાનો અધિકાર હશે. પંજાબી મુસ્લિમોને ય એવો હક્ક રહેશે. એજ રીતે તમામ મુસ્લિમ પ્રજાઓને.

વળી, મુસ્લિમો જ્યાં લઘુમતિમાં હશે તે પ્રદેશોમાં તેમના સાંસ્કારિક હક્કો માન્ય કરવામાં આવશે. આમ, એક પ્રજા બીજી પ્રજાનું શોષણ કરે તેવી કોઈ પણ શક્યતા નહિ રહે. અને ભવિષ્યના આઝાદ હિંદી સંઘમાં હિંદી મુસ્લિમોનું સ્થાન સ્વતંત્ર અને સમાન પ્રજાઓ તરીકેનું રહેશે.

મુસ્લિમ પ્રજાઓ આજે જે માગે છે તે આ છે. એથી કરીને જ તો તેઓ મુસ્લિમ લીગના પાકિસ્તાનના સૂત્રને ભારે ઉત્સાહપૂર્વક વધાવી લે છે.

**પરંતુ મુસ્લિમ ભાઇઓએ જે વાત ખાસ યાદ રાખવી જરૂરી છે તે આ છે—**

આજે આખો દેશ સામંતશાહી—શાહીવાદી ગુલામીમાં જકડાયેલો છે. મુસ્લિમ પ્રજાઓ બીજી ભાંડુ-પ્રજાઓ સાથે એ ગુલામી નીચે જ જીવે છે. અને બીજી બાજુ, બંનેને માથે સરખી રીતે ફાસિવાદી હલ્લાખોરનો ભય ઝઝૂમે છે. એક બીજાથી નિરાળી રીતે કોઈની આઝાદી હાંસલ થઇ શકે એમ નથી. **લીગ કોંગ્રેસને અવગણીને અલગ રીતે મુસ્લિમ પ્રજાઓ માટે સ્વનિર્ણયનો અધિકાર પામી શકે એમ નથી. તેવી જ રીતે, કોંગ્રેસ લીગને દૂર રાખીને હિંદની આઝાદી હાંસલ કરી શકનાર નથી.**

હિંદની મુસ્લિમ પ્રજાઓએ અને મુસ્લિમ લીગે રાષ્ટ્રીય સરકાર અને સંરક્ષણ માટે હિંદુઓ તથા કોંગ્રેસ સાથે ખભેખભો અડાડીને ઉભા રહ્યા વિના ચાલનાર નથી. આ એક જ એકતાના માર્ગે આઝાદ લોકશાહી હિંદનો જન્મ શક્ય છે; હિંદની તમામ પ્રજાઓ આઝાદી ભોગવી શકે તેવી પરિસ્થિતિ પેદા કરવી શક્ય છે.

અને એકવાર સમસ્ત હિંદીઓની સહિયારી આઝાદી હાંસલ થયા પછી જ મુસ્લિમ પ્રજાઓ આઝાદ હિંદી સંઘમાંની બીજી ભગિની પ્રજાઓના સ્વેચ્છાપૂર્વકના સાથ સહકારમાં તેમના નૂતન જન્મેલાં વતનોની આઝાદીની રક્ષા કરવા સમર્થ બનશે. આવા સ્વતંત્ર અને સ્વેચ્છાના સહકારમાં જ હિંદની તમામ પ્રજાઓનો ભલીવાર રહેલો છે. જેઓ ખભેખભો અડાડી આઝાદી માટે ઝૂઝયા હશે તેઓ ખભેખભો અડાડીને આઝાદીની રક્ષા સર્વોચ્ચ રીતે કરી શકશે.

એથી જ તો, મુસ્લિમ પ્રજાઓનું હિત, આજે તેમજ ભવિષ્યમાં, અન્ય હિંદી પ્રજાઓના સાથ સહકારમાં જ રહેલું છે. એથી કરીને જ તો, કોંગ્રેસ મુસ્લિમ પ્રજાઓનો સ્વનિર્ણયનો અધિકાર માન્ય કરે, અને જ્યાં મુસ્લિમો લઘુમતિમાં હોય ત્યાં તેમના સાંસ્કારિક હક્કોની બાંહેધરી આપે એનો અર્થ એવો ન થવો જોઈએ કે, મુસ્લિમ પ્રજાઓ હિંદી સંઘથી જ જુદી થઇ જાય; પરંતુ એથી તો આઝાદ હિંદી સંઘમાં વધુ કાયમી અને મક્કમ એકતા સાધવી જોઇએ, જેમાં તમામ પ્રજાઓ સમાન દરજ્જે જીવતી હોય..

# ૭

# સમસ્યાના ઉકેલ માટે નક્કર સૂચનો

હવે આપણે જોઈશું કે વ્યવહારમાં મુસ્લિમ પ્રજાઓ પરત્વે અમારી નીતિ કેવા પ્રકારનો ઉકેલ સૂચવે છે.

દરેક જાતિ અને પ્રજાના વંશ-વિજ્ઞાનમાં ઉતરવાનો અમારો હેતુ નથી. એમ કરવું રાજકીય દ્રષ્ટિએ આવશ્યક નથી; નથી વ્યવહારૂ દૃષ્ટિએ શક્ય. અમારો મુખ્ય હેતુ બે વાત સ્પષ્ટ સ્વરૂપે રજૂ કરવાનો છે-(૧) અમારી નીતિ પ્રમાણે ઉકેલ કરવામાં આવે તો પાકિસ્તાનની માંગમાં જે લોકશાહી તત્વ રહેલું છે તેને કેટલે અંશે સંતોષી શકાય અને (૨) અમારો ઉકેલ કેટલે અંશે કોંગ્રેસ અને લીગ વચ્ચે એકતા માટે વાટાઘાટો શરૂ કરવાની ભૂમિકા તૈયાર કરે છે.

અમુક પહેલાંથી નક્કી કરી લીધેલા જડ ખ્યાલોને યંત્રવત્ લાગુ પાડવાનો આ સવાલ નથી; પરંતુ, વાસ્તવિક જીવનમાં જે રાષ્ટ્રીય તમન્ના અને પ્રજાકીય જાગૃતિ જન્મી રહી છે તેને લક્ષમાં લઇને ઉકેલ ચીંધવાનો છે.

અમે એક બાજુ, જાતિઓના વંશ-વિજ્ઞાનમાં ઉતરવા માગતા નથી; બીજી બાજુ, મુસ્લિમ જનતાને 'એકતા'માં ઘસડી લાવવા માટે કોઇ રૂપાળી બનાવટ કરી જવાનો પણ ઇરાદો નથી. આગળ ઉપર રજૂ કર્યાં તે સિધ્ધાંતોને અનુસરીને એકતા માટે વ્યવહારૂ નક્કર સૂચનો કરવાનો અમારો આ પ્રયત્ન છે.

જેમકે—બલુચિસ્તાનનો વિચાર કરીએ. બલુચી ભાષા બોલનાર મુસ્લિમોની સંખ્યા બલુચિસ્તાન અને કાલાતના દેશી રાજ્યમાં સુધ્ધાં ૯૮ થી ૯૯ ટકા છે. આ મુસ્લિમ જનતા એક સ્વતંત્ર પ્રજા છે જ છે. એટલે એને વિષે તો કોઈ મુશ્કેલી ઉભી થવા સંભવ નથી.

બીજો દાખલો પઠાણોનો લઈએ. તેઓ બધા મુસ્લિમો છે. અને સરહદ પ્રાંતની વસ્તીમાં ૯૦ ટકા એમની વસ્તી છે. આ પ્રદેશ આમ તો કોંગ્રેસનો મજબૂત કિલ્લો છે. પરંતુ એ પઠાણ પ્રજામાં સ્વનિર્ણયની બાબતમાં કેટલી તમન્ના વ્યાપેલી છે તે સમજવા માટે એટલું જ યાદ કરવું જરૂરી છે કે, ૧૯૪૨માં અલ્હાબાદ ખાતે મળેલી એ. આઈ. સી. સી. વખતે તેમણે રાજાજીના પાકિસ્તાન ઉપરના ઠરાવની વિરૂદ્ધ મત ન હતો આપ્યો. અને વિરૂદ્ધ મત આપવાનું દબાણ આવે એના કરતાં તે વખતે ગેરહાજર રહેવું પસંદ કર્યું હતું. વળી, કમ્યુનિસ્ટ પાર્ટીએ રજુ કરેલ સ્વનિર્ણયના અધિકારના સિદ્ધાંતને તેમણે સારી પેઠે આવકાર્યો હતો.

આ પઠાણોનું દૃષ્ટાંત અમારી નીતિની નક્કરતા જાહેર કરે છે.

પંજાબની વાત કહીએ તો—સુતલજ નદીની ઉપરના પશ્ચિમ પંજાબમાં મુસ્લિમો એક સાથે વસે છે, એક ભાષા બોલે છે, એક સંસ્કારિતા અને આર્થિક જીવન તથા માનસિક વિકાસ ધરાવે છે. આ પશ્ચિમના જીલ્લાઓમાં તેમની વસ્તી પણ સરેરાશ ૬૦ ટકા છે; કેટલેક સ્થળે ૭૦ થી ૮૦ ટકા છે. પરંતુ એક ધર્મ કે માત્ર બહુ સંખ્યાનો આ સવાલ નથી. આ આખા પ્રદેશનું એકંદર જીવન એક "વિશિષ્ટ જીવન" રજૂ કરે છે કે કેમ એ દૃષ્ટિએ જોતાં આ પશ્ચિમી મુસ્લિમ પંજાબીઓ એક નોખી પ્રજા બને જ છે. અને એથી જ કરીને એમને સ્વનિર્ણયનો હક્ક રહે છે. પૂર્વ જીલ્લાઓના શીખો અને હિંદુઓ પશ્ચિમ જીલ્લાના મુસ્લિમો સાથે સ્વનિર્ણયના અધિકારના ધોરણે તથા લઘુમતિઓને સાંસ્કારિક હક્કો આપવાના ધોરણે સહેલાઇથી સમાધાન કરી શકે એમ છે. અને તેઓ એક સંયુક્ત આંતરિક સ્વાયત્તતાવાળું પંજાબ રચી શકે છે, જે ઇચ્છે ત્યારે હિંદી સંઘમાંથી છૂટું થઇ શકે.

હવે આપણે સિંધની સમસ્યા વિચારીએ. અહીં સવાલ એ છે કે, સિંધી લોકોની એક પ્રજા બને છે? આનો જવાબ પહેલાંથી નક્કી કરેલ દલીલો દ્વારા નહિ આપી શકીએ. એને માટે ત્યાંના લોકોના જીવનનો વાસ્તવિક ખ્યાલ લેવો જોઇએ. આ દૃષ્ટિએ વિચારતાં અમને લાગે છે કે, તમામ સિંધી લોકોની એક પ્રજા બનેલી છે. અને જો આ સિંધી પ્રજાને સ્વનિર્ણયનો હક્ક આપવામાં આવે તો જરૂર સિંધી મુસ્લિમોની ખ્વાહેશ પૂરી થયા વિના ન રહે.

કોઈ ઉઠાવવા ધારે તો એવો ય પ્રશ્ન ઉઠી શકે છે કે, "અલગ પડવાનો નિર્ણય કરવા માટે પુખ્તવયનો લોકમત લેવામાં આવશે ત્યારે તમામ સિંધીઓનો મત લેવાશે કે માત્ર મુસ્લિમોનો?" આનો જવાબ એક જ હોઇ શકે કે, એનો નિર્ણય પરસ્પર સમાધાનથી જ મેળવી શકાય. અમારી પાર્ટીનો અલબત્ત, એવો મત છે કે તમામ રહીશોને એ હક્ક હોવો જોઈએ. પરંતુ અત્યારે મુખ્ય સવાલ આ નથી. મુખ્ય સવાલ તો સિંધી પ્રજાનો સ્વનિર્ણયનો હકક સ્વીકારીને તેના ધોરણે કોંગ્રેસ લીગ એકતા માટે ભૂમિકા તૈયાર કરવાનો છે.

છેલ્લે રહે છે બંગાળનો સવાલ :

સૌથી પ્રથમ તો, બંગાળીઓ એક સ્વતંત્ર પ્રજા છે. એમને સ્વનિર્ણયનો અધિકાર હોવો જોઈએ. બંગાળી હિંદુ અને બંગાળી મુસ્લિમ વચ્ચે સારું એવું સામ્ય છે–બંગાળી મુસ્લિમ અને પઠાણ વચ્ચે જેટલું સામ્ય છે એનાથી તો કાંઈ વધારે.

પરંતુ, આમ છતાં ય, પૂર્વ બંગાળ એક વિશિષ્ટ સમસ્યા ઉભી કરે છે. આ પ્રદેશમાં ૬૦ ટકાથી વધુ મુસ્લિમો છે. એક પ્રજા તરીકેના સહિયારા જીવનમાંય પૂર્વ બંગાળી ખેડૂતની સંસ્કારિતા જુદી પડે છે. અને પરિણામે પૂર્વબંગાળ એક અલગ ઘટક બને છે. આ હકીકતનો આપણે સ્વીકાર કરવો જ રહ્યો.

**પ્રજા તરીકેનો વિકાસ થતાં પહેલાં તેની કેટલીક વચ્ચેની કક્ષાઓ હોય છે, એ વાત આપણે લક્ષમાં લેવી જોઈએ. પૂર્વ બંગાળ આજે આવી વચગાળાની સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે.**

સારાંશ એ કે—

શોષિત પૂર્વબંગાળી કિસાનની વિશિષ્ટ પરિસ્થિતિ ધ્યાનમાં લઇને આપણે તેને સહિયારા જંગમાં શી રીતે સાથે લઇ શકીએ ?

અમારી પાર્ટીનો ઠરાવ આના ઉકેલનો પ્રયત્ન કરે છે, તે મુજબ પૂર્વ બંગાળની પછાત કિસાન જનતાને બંગાળના સહિયારા રાષ્ટ્રીય વારસાનો ઉપભોગ કરવાની અને તેને સમૃદ્ધ બનાવવાની તક આપવામાં આવવી જોઇએ. બીજી બાજુ, આપણને તેમને એકત્ર કરવાની તથા તેમને સમજાવવાની તક મળે છે કે, જો તમે સંયુકત બંગાળ–રાજ્યમાં રહેશો તો તે તમારા ફાયદામાં છે. આ રીતે તેમની માગણી પૂરી પડે છે; બીજી બાજુ સંયુકત બંગાળી રાજ્યમાં રહેવાની પણ તેમને તક મળે છે. આ એકજ રીતે, બંગાળી જનતાની ક્રાંતિકારી એકતા જાળવી રાખી ભંગાણવાદીઓને દૂર કરવા આપણે શકિતમાન થઈ શકીશું.

**હવે, જ્યાં જ્યાં મુસ્લિમો લઘુમતિમાં વેરાયેલા હોય તે પ્રદેશો** —એટલે કે ઉપર કહ્યા તે સિવાયના પ્રદેશોનો વિચાર કરીએ. સાફ વાત છે કે તેમના સાંસ્કારિક હક્કોની બાંહેધરી આપવામાં આવશે. યુક્તપ્રાંતમાં કોંગ્રેસ પ્રધાન મંડળ વખતે આ હક્કો (શિક્ષણ, પાઠય પુસ્તકો, વગેરે ઉર્દુમાં જોઇએ અને એવી બીજી માંગો) ઉપર જ તો ટપાટપી થઇ હતી. અને તે વખતે એ વાત સાફ થઈ હતી કે લઘુમતિની આ માગણીઓનો આધાર ધાર્મિક નથી, પરંતુ આધુનિક રાજકીય ભૂમિકા છે. એથી કરીને, આવી પરિસ્થિતિમાં સાંસ્કૃતિક હક્કોનો સ્વીકાર આવશ્યક છે.

બીજી પ્રજાઓની સમસ્યાઓનો વીગતે વિચાર અહીં શકય નથી. પરંતુ તેને અંગેના અમારા દૃષ્ટિબિંદુની અને સિદ્ધાન્તની રજુઆત અમારા ઠરાવમાં કરેલી છે.

એક વધુ મુદ્દો: **આ બધી જે વાત કરી તેથી મુસ્લિમ લીગની માગણી ખરેખાત કોઈ રીતે સંતોષાય છે? અમારો જવાબ છે: 'હા'.** મુસ્લિમ લીગની લાહોર ખાતેની બેઠકનો પ્રખ્યાત ઠરાવ પાકિસ્તાનની માગણી અંગેનો એનો સિદ્ધાન્ત રજૂ કરે છે :

> "ભૌગોલિક રીતે એક બીજાને લગોલગના પ્રદેશોની એવી રીતે, જરૂર પ્રમાણે, રચના કરવી જોઇએ કે જેથી, જે પ્રદેશોમાં મુસ્લિમો સંખ્યા દૃષ્ટિએ બહુમતિ ધરાવતા હોય (દા. ત. હિંદના વાયવ્ય અને પૂર્વ પ્રદેશો) તેવા પ્રદેશોની "સ્વતંત્ર રાજ્ય" તરીકે રચના કરવામાં આવે; અને તેની અંદરના ઘટકોને સ્વાયત્ત અને સાર્વભૌમ સત્તા રહે."

આ ઠરાવમાં જણાવ્યા મુજબ સિંધ, સરહદ પ્રાંત, પંજાબ તથા પૂર્વ બંગાળના જીલ્લાઓને છૂટા થવાનો હક હોવો જોઈએ એમ અમે અમારા ઉકેલમાં બતાવી ગયા છીએ. એનો અર્થ જ એ છે કે, આ રાજ્યોની ચોક્કસ ભૌગોલિક સરહદો જનતા પોતે પાછળથી નક્કી કરશે, પરંતુ તેઓ સ્વાયત્ત અને સાર્વભૌમ રાજ્યો છે જ છે; અને તેઓ હિંદી સંઘની અંદર પોતાનું સમવાયતંત્ર સ્થાપવા સ્વતંત્ર છે જ છે.



કોંગ્રેસે આ મુસ્લિમ પ્રજાઓનો, તથા હિંદમાં વસતી બીજી પ્રજાઓનો આ હક સ્વીકારવો જ જોઈએ. ભાવિ આઝાદ હિંદની ઈમારત વિવિધ પ્રજાઓની સમાનતાના ધોરણ પર જ ઉભેલી હોવી જોઇએ. આમ થશે તો જ સંયુક્ત હિંદ એટલે સ્વાયત્ત પ્રજાકીય રાજ્યોનું સ્વેચ્છાપૂર્વકનું સમવાયતંત્ર ટકી શકશે. મુસ્લિમ જનતા અને તેમના નેતાઓ કાંઈ જુદા થવા જ માગે છે એમ નથી. તમે સમાન અધિકાર માન્ય કરો, અને તમે આજે રાષ્ટ્રીય એકતા માટેનો પાયો તૈયાર કરી શકશો. તથા એમાંથી જ આવતી કાલની વિશાળ અને વધારે ભવ્ય હિંદી એકતા સરજી શકશો.

અંતમાં, એક વાત ઉપર ભાર મૂકવો જરૂરી છે કે—કમ્યુનિસ્ટ નીતિનુ **એ હાર્દ છે કે, પ્રજાઓના સ્વનિર્ણયના અધિકારની સમસ્યાને રાજકીય ક્રાંતિકારી સમસ્યા રૂપે જોવી; માત્ર બંધારણી સવાલ રૂપે નહિ.**

બંધારણવાદી સુધારકો જ વાતની એવી રીતે શરૂઆત કરે છે કે—"જુદા પડવું કે ભેગા રહેવું, નક્કી કરો." **અમે તો સ્વતંત્રતા અને સમાનતાના મુખ્ય પ્રતીક રૂપે સ્વનિર્ણયના અધિકારને નિરખીએ છીએ.** આ હકનો, જુદા પડવાના હકનો સુદ્ધાં સ્વીકાર કરવાથી, આપણે તમામ આશંકાઓને છેદી નાખી, તાબડતોબ એકતાનું એક મજબૂત બંધન સરજી શકીએ છીએ. **આપણું ધ્યેય એક થવાનું છે, ભાગલાનું નહિ જ. અમારી નીતિને વ્યવહારમાં ઉતારતાં, એટલે કે, આ કે તે ખરી કે નહિ એનો વિચાર કરતાં, જે મુખ્ય ખ્યાલ અમે કરીએ છીએ તે એ છે કે—જે જે કાંઈ શક્ય રાષ્ટ્રીય વિશેષતાઓ હોય તેનો વધુમાં વધુ, સ્વતંત્ર રીતે અને સંપૂર્ણ રીતે, વિકાસ થવા પામે એવી સ્થિતિ જન્માવવી જોઈએ.**

આ દૃષ્ટિએ જોતાં, ક્યારે જુદા પડવું, કેવી રીતે પડવું, અને જુદા પડવું કે નહિ વગેરે સવાલોનો નિર્ણય આજે ન થઈ શકે. સ્વનિર્ણયના હકનો અર્થ અત્યારે જ એનો અમલ કરવાનો છે, એવો ન કરવો જોઇએ. આ બંને વચ્ચે ઘણો ફેર છે. એ બધાનો નિકાલ તો દરેક દાખલાની નક્કર વીગતો લઇ વિચારવાનો રહે છે. જુદા પડવાથી તે પ્રદેશને સામાજિક રાજકીય લાભ થાય છે કે નહિ તે વીગતે શોધી કાઢીને જ નિર્ણય થઈ શકે.

અમારી મુખ્ય નેમ તો તમામ પ્રજાઓને આઝાદી અને સંરક્ષણ માટે એકત્ર કરવાની છે. હિંદુ અને મુસ્લિમ જનતાને તત્કાલ એકત્ર કરવા અને ભંગાણવાદીઓને દૂર ફેંકી દેવા કોઇ હથિયાર શક્ય છે કે નહિ? એ પહેલો સવાલ. અને બીજો એ કે, પ્રજાની વ્યાખ્યા આપણે એ રીતે કરીએ છીએ કે નહિ, કે જેથી આઝાદ હિંદી સંઘમાં દરેક પ્રજાને પોતાની સ્વતંત્રતા અને સંપૂર્ણ વિકાસની તક રહે? અમારી નીતિના વ્યવહારૂ અમલમાં આ બે મૂળભૂત કસોટીઓ છે.

આજે તો સારા રાષ્ટ્રનું નસીબ રાષ્ટ્રીય એકતા—કોંગ્રેસ લીગ એકતા ઉપર નિર્ભર છે. આપણે રાષ્ટ્રીય સરકાર હાંસલ કરી આઝાદ હિંદ ભણી કદમ બઢાવીએ, અથવા તો હતાશ બની હલ્લાખોર જપાનીઓના હાથમાં હોમાઇ પડીએ—સૌથી મહાન સમસ્યા આ છે. એથી જ તો કોંગ્રેસ લીગ એકતામાં વિલંબ કરવો કોઈ પણ ભોગે પાલવે એમ નથી. અને એ એકતા વિના કોઈ ઉપાય જ નથી તો, એના ઉકેલનો પણ બીજો કોઈ જ માર્ગ નથી. માર્ગ એકજ છે—મુસ્લિમ પ્રજાઓને સીખે હિંદની તમામ પ્રજાઓને સ્વનિર્ણયનો અધિકાર સુપ્રત કરવો.

●

પરિશિષ્ટ :

# પાકિસ્તાનનો ઠરાવ

**અખિલ હિંદ મુસ્લિમ લીગનું ૧૯૪૦ ના માર્ચની ૨૬ મીએ લાહોર ખાતે ભરાયેલું અધિવેશન પોતાનો દૃઢ અભિપ્રાય જાહેર કરે છે કે.**

આ દેશમાં કોઈ પણ બંધારણીય યોજનાનો અમલ કરવો હોય, અને મુસ્લિમોને એ સ્વીકાર્ય બને એમ કરવું હોય તો નીચેના મૂળભૂત સિદ્ધાંત ઉપર તેની રચના થવી જોઈએ—

ભૌગોલિક રીતે એક બીજાને લગોલગના પ્રદેશોની એવી રીતે જરૂર પ્રમાણે, રચના કરવી જોઈએ કે જેથી જે પ્રદેશોમાં મુસ્લિમો સંખ્યા દૃષ્ટિએ બહુમતિ ધરાવતા હોય, (દા. ત. હિંદના વાયવ્ય અને પૂર્વ પ્રદેશો) તેવા પ્રદેશોની "સ્વતંત્ર રાજ્ય" તરીકે રચના કરવામાં આવે તેની અંદરના ઘટકોને આંતરિક સત્તાઓ રહે, તથા સાર્વભૌમના હક રહે

બીજું કે, આ ઘટકોના બંધારણમાં લઘુમતિઓ માટે પૂરતા પ્રમાણમાં અસરકારક તથા બંધનકારક સલામતીઓ હોવી જોઈએ, અને તેમના ધર્મ સંસ્કારિતા, આર્થિક અને રાજકીય જીવન તથા રાજ્યકારભાર અને બીજા હક્કો તથા હિતોનું રક્ષણ થાય તેવા કાયદાઓ તેમની સંમતિથી ઘડવા જોઈએ વળી હિંદના બીજા ભાગોમાં જ્યાં મુસલમાનો લઘુમતિમાં હોય ત્યાં તેમને માટે તથા બીજી પણ લઘુમતિઓ માટે પૂરતા પ્રમાણમાં, અસરકારક તથા બંધનકારક સલામતીઓ હોવી જોઈએ અને તેમના ધર્મ, સંસ્કારિતા, આર્થિક અને રાજકીય જીવન તથા રાજકારભાર અને બીજા હક્કો તથા હિતોનું રક્ષણ થાય તેવા કાયદાઓ તેમની સંમતિથી બંધારણમાં હોવા જોઈએ

આ અધિવેશન વધુમાં કારોબારી કમિટીને આ મૂળભૂત સિદ્ધાંતના આધાર પર બંધારણની યોજના તૈયાર કરવાની સત્તા આપે છે આ બંધારણમાં તે તે પ્રદેશોને રક્ષણ, બીજા દેશો સાથેના સંબંધ, વ્યવહાર જકાત અને બીજી જરૂરી વસ્તુઓ સહિતના તમામ હક્ક આપવામાં આવવા જોઈએ

મુદ્રક: અબ્દુલ અલીમ, ધી 'ન્યુ એજ' પ્રિન્ટિંગ પ્રેસ, ૧૯૦ બી ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. શ્રી લોક પ્રકાશન ગૃહ માટે છાપ્યું, રાજભુવન સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિદ્ધ કર્યું.

# મુસ્લિમ લીગ અને આઝાદી

લેખક — કિંમત

**સજ્જાદ ઝહીર** — **૧૨ આના**

* ૧૯૦૬ માં લીગની સ્થાપના થઇ ત્યારથી માંડીને તે અત્યાર સુધીમાં મુસ્લિમ લીગનો વિકાસ કેવી રીતે થયો તેનો ઇતિહાસ.

લીગ હિંદની આઝાદી વાંચ્છે છે યા નહિ? પાકિસ્તાન શું છે? મુસ્લિમો એકતા ઇચ્છે છે યા નહિ વગેરે સવાલોની અહીં છણાવટ કરવામાં આવી છે.

૧૯૪૩ ની મુસ્લિમ લીગ કૌંસિલની દિલ્હીની બેઠક અને ૧૯૪૩ ના લીગના કરાંચી અધિવેશનના અહેવાલો ઉપરાંત કોંગ્રેસ-લીગ એકતા ઉપરના અનેક દસ્તાવેજો આ પુસ્તિકામાં રજુ થાય છે.



## દેશની આઝાદી માટે

# ફરી મળો

- કોંગ્રેસ અને લીગનાં ભિન્ન દૃષ્ટિબિંદુઓ તથા
- પાકિસ્તાનના પ્રશ્નનો સિદ્ધાંતિક અને અમલી ઉકેલ રજુ કરતા પૂરણચંદ જોશીના લેખો
- ગાંધી-જિન્ના પત્રવ્યવહારનો સારાંશ
- રાજાજીની દરખાસ્તો અને પાકિસ્તાનનો ઠરાવ
- મુસ્લિમ પ્રાંતોમાં મુસ્લિમ વસ્તીના પ્રમાણનાં કોઠકો નકશાઓ વગેરે આ પુસ્તિકામા રજુ થાય છે

**તમારી નકલ તરત મંગાવો—**

**કિંમત ૮ આના**

